શ્રી શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય પ્રશંસિત ' સુરમા,' ' પાર,' ' અભિમાન,'
'પતિમંદિર' 'વારસદાર,' 'ઠકુરાણી' 'મીલન' 'અપર્ણા,' આદિના સર્જક

શ્રી નારાયણ ભટ્ટાચાર્યની કલાકૃતિ

# અધિકાર



: અનુવાદક :

' મૃદુલ '

ઠકુરાણી, પાર, અભિમાન, નારી, ગૃહત્યાગ, મુક્તપંખી,
નિરૂપમા, લાલમાટીનો રસ્તો. વગેરેના અનુવાદક.




: પ્ર કા શ ક :

સી. શાંતિલાલની કંપની

બુકસેલર્સ : : પબ્લિશર્સ

૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ, ૨

: પ્ર કા શ ક :
સી. શાંતિલાલની કું. વતી,
શાંતિલાલ લક્ષ્મીશંકર પંચોળી
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.



કિંમત ૩-૮-૦

: મુ દ્ર ક :
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
શેઠ મણિલાલ છગનલાલ
ઘી કાં ટા રો ડ, અમદાવાદ

જેમની પ્રેમભરી ગોદમાં જીવન ઝીલ્યું છે

તે

સ્વ. પૂજ્ય કડવીમાને

'મૃદુલ'

# અધિકારની ઓળખ

……સ્વ. નારાયણબાબુની ભવ્ય કલાકૃતિઓ ગૂજરાતે રસભેર ઝીલી છે. સ્વ. શરદ્‌બાબુની માફક સ્વ. નારાયણ પણ ગૂજરાતના માનીતા બની ગયા છે.

આજ એમની એક સુંદર કૃતિ રજુ કરું છું. ગરીબ માબાપની કન્યાને વરાવવાનો પ્રશ્ન આ કથાના મધ્યબિંદુ સમો છે. અને આપણા સમાજમાં પણ પુત્રીના માબાપની સ્થિતિ ખૂબ જ કરુણાભરી છે.

બંગાળી સમાજના કેટલાક વ્યવહારો બાદ કરતાં આ કથા આપણા સમાજને પણ બંધબેસતી આવે છે.

મને આશા છે કે શ્રી નારાયણબાબુની અન્ય કથાઓ માફક આ કથા પણ ગૂજરાતના વાચક વર્ગને આકર્ષી શકશે.

રાજકોટ
૨-૧-૪૪

'મૃદુલ'

# અમારાં પ્રકાશનો તથા સોલ એજન્સીનાં પુસ્તકો

| | |
|---|---|
| અધિકાર | ૩॥ |
| વંચિતા | ૩॥ |
| સુરમા | ૩ |
| વિશ્વયુદ્ધને પગલેપગલે | ૨॥ |
| દેશવટો ૧-૨ | ૫॥ |
| વિશ્વ સાહિત્યની વાર્તાઓ | ૩ |
| મહારાજ્યોની યુદ્ધશક્તિ | ૨ |
| હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ | ૩ |
| ગોદ | ૧॥। |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૨। |
| સમાજવાદ | ૨ |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ૨ |
| મહોબતને માંડવે | ૧ |
| સોવિયેટ ભૂમિમાં | ૦॥। |
| પ્રભાતના રંગ | ૨। |
| શૃંગાર ત્રિવેણી | ૧। |
| મત્સ્યગંધા ને ગાંગેય | ૧॥ |
| કારાવાસની કહાણી | ૧ |
| રણજીતરામના નિબંધો | ૧। |
| દ્રષ્ટાંત શતક | ૧) |
| કુલલક્ષ્મી કમલા | ૧। |
| ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧-૨ | ૧૦ |
| નવી તસ્વીરો | ૦॥ |
| નૂતન કામવિજ્ઞાન | ૫ |
| લગ્નસાધના | ૨॥ |
| લગ્ન એક સમસ્યા | ૨ |
| સંતાન સર્જન પછી | ૩ |
| પરણ્યા પછી ૧-૨-૩ | ૬) |
| મધુરજની | ૨) |
| પ્રેમોપચાર અને આસનો | ૨ |
| મારા વિના નહિ ચાલે | ૧ |
| બ્રહ્મચર્ય મિમાંસા | ૩॥ |
| પરણ્યાં પહેલાં | ૨ |
| લગ્ન ધર્મ કે કરાર | ૧॥ |
| જાતીય રોગો | ૧। |
| સ્ત્રીઓનું આરોગ્ય | ૧ |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચારો | ૧॥ |
| ઉપવાસ કેમ અને ક્યારે | ૧। |
| શરીર રચનાનું રહસ્ય | ૧। |
| કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું જીવન કવન | ૨॥ |
| હું ને મારી બા | ૦॥। |
| નેચર ક્યોર | ૨ |
| સાસુજી | ૧॥ |
| જગન્મોહિની અને નટરાજ | ૨॥ |
| સુહાસિની | ૧ |
| દેવદાસી | ૧ |
| દશમી | ૦॥। |
| મમતા | ૨ |
| રાજરાણી | ૨ |
| વિકાસ | ૩ |
| વિજેતા | ૧॥ |
| બિન્દુ | ૧॥ |
| ધરિત્રી | ૩ |
| વિશાલખા | ૨ |
| વિમાતા | ૨॥ |
| અદ્રશ્ય માનવી | ૩ |
| મસ્તફકીરનો હાસ્ય વિલાસ | ૩ |
| મસ્તફકીરનાહાસ્યઝાંટણાં | ૧॥ |
| જાગીરદાર : વિફરેલી ગાય | ૧ |
| ઇર્ષ્યાની આગ | ૧ |
| ષોડશી | ૧ |
| સંસાર વિપ્લવ | ૧ |
| તૂટેલાં બંધન | ૦॥ |
| અર્ધું અંગ | ૦॥। |
| રાસચંદ્રિકા | ૦॥ |
| મહિલા ગરબાવળી | ૦॥। |
| રાસસંગ્રહ | ૦॥ |
| આલબેલ | ૧॥ |
| મુકુલ | ૧ |
| મદનમોહના(શામળભટ્ટ) | ૧ |
| લાલમાટીનો રસ્તો | ૨॥ |
| નારી | ૨॥ |
| નિરૂપમા | ૨ |
| ગૃહત્યાગ | ૨ |
| મુક્તપંખી | ૨॥ |
| કોરી કિતાબ | ૧॥ |
| નિવેદિતા ૧-૨ | ૩॥ |
| ત્રિભેટો | ૧॥ |
| જીવન ચક્ર | ૧। |
| ભસ્માંગના | ૨ |
| કોણ ગુનેગાર | ૧ |
| ભગવો નેજો | ૧ |
| વિરાટનો ઝભ્ભો | ૨ |
| રૂપરાણી | ૩ |
| ક્રાન્તિની ઝાલરી | ૩ |
| નયના | ૩ |
| ગામધણી | ૨ |
| સ્વતંત્ર ભારત | ૬ |
| હસહસાટ | ૩ |
| કથા હાસ્ય | ૨॥ |
| કથા કલાપ | ૨॥ |
| કથા કલગી | ૨॥ |
| જાતીય વિજ્ઞાન | ૨॥ |
| સ્વરાજ્યની શરૂઆત | ૨॥ |
| Gandhi is India | ૧॥। |
| કેમ અને ક્યારે | ૦।– |
| એનું નામ નરેન્દ્રકુમાર | ૦। |
| તુલસીનાં પાન | ૦।– |
| જંગલમાં મંગલ | ૦।– |
| રાજા અરિમર્દન | ૦। |
| પંચગનીના પત્રો | ૦। |

**સી. શાંતિલાલની કું.** બુકસેલર્સ : પબ્લીશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

# ૧

"અરે મણિ, એ બળ્યા મોંની, અભાગણી, કાન આડે શું પૂમડાં દીધાં છે?"

મોટીબાનાં સુમધુર સંબોધન સાંભળીને મણિ દોડી આવી અને ખસી ગયેલો પાલવ સરખો કરતી કરતી હસીને બોલી: "ના બા, હજી તમારી માફક મારા કાન સાવ સરવા છે."

મોટીબાના ક્રોધાગ્નિમાં ઘી રેડાયું. તેમણે ડાબો હાથ લાંબો કરી તીખા અવાજે કહ્યું: "મોત તારું! આમ ખીખી દાંત કાઢતાં શું જરાય શરમાતી નથી? સોળ વર્ષની મોટી ઢગા જેવી થઈ તોય હજી સુધી વર તો મળ્યો નહિ, અને ઉપરથી અળખામણા મોઢે ખીખી હસવું!"

મણિને સોળ વર્ષ તો નહોતાં થયાં; ચૌદ વર્ષ થયાં હતાં. તે પહેલાંની જેમ ખડખડાટ હસતાં બોલી: "જુઓ મોટીબા, તમે જો કહેતાં હો તો ગમે તેવો એકાદ વર શોધી લઉં. પછી હસું તો તો કશો વાંધો નથી ને?"

મોઢું બગાડી જરા મોટે અવાજે મોટીબા બોલ્યાં : "તે વરને શોધવા માટે જ બપોર વેળાએ પાડોશમાં નાચતી લાગે છે ? "

મોઢા પર અસ્વાભાવિક ગંભીરતા લાવીને મણિ બોલી : "મોટી બા, પડોશમાં એક પણ વર નથી; અને તમારા પગ પર હાથ મૂકી સોગંદપૂર્વક કહું છું કે, મને ખરેખર નાચતાં નથી આવડતું."

મોટીબાએ રોષથી સળગી ઊઠતાં કહ્યું: "જો મણિ, વાત વાતમાં તું મારી મશ્કરી કર્યા કરીશ, તો પછી સારું પરિણામ નહિ આવે; હું તને લાત મારીને વિદાય કરી દઈશ."

મણિની કૃત્રિમ ગંભીરતા આ વખતે સાચી ગંભીરતા બની ગઈ. એની બંને આંખોમાં પાણી આવી ગયાં. મોટીબાએ એ જોયું, એમનો અવાજ કંઈક નરમ થયો. તેમણે જરા કોમળ અવાજે કહ્યું : "શું હું ઈરાદાપૂર્વક આમ બોલું છું ? તારી અક્કલ માટે કહેવું પડે છે. બપોર વખતે તું ક્યાં ગઇ હતી ?"

માથું નીચું રાખી મણિએ ક્રોધભર્યા ગંભીર અવાજે કહ્યું : "ચુલામાં."

"સાંભળ દીકરીની વાત. ઇચ્છા થતાં જ જો ચુલામાં પડી શકાતું હોત, તો આ ડોશીને યમની વેદના ઉપર તારા વેણની વેદના સહન કરવી ન પડત."

મોટીબાનો અવાજ ગાઢ થઈ ગયો. મણિએ જરા શરમાઈને કહ્યું : "બીજે ક્યાં જાઉં ? બહેનપણીને ઘેર ગઈ હતી."

"ત્યાં શા માટે ? શું ઘરમાં જગ્યા નથી ? એક તો ઘરમાં

જુવાન દિકરી હોવાથી લોકો કેટલીય વાતો કરે, અને તેમાં આડોશ-પાડોશમાં ભટકવાથી લોકો કોણ જાણે શું નું શું કરી નાખે!"

"લોકો ગમે તે કરે, લોકોના ડરને ખાતર રાતદિવસ તમારા મોઢા સામે બેસી રહેવાનું મારાથી બની શકશે નહિ."

મોટીબાનો સૂતેલો ક્રોધ જાગી ઉઠયો. તેમણે મણિ સામે બંને હાથ લાંબા કરી તીખા અવાજે કહ્યું: "શેનું બની શકે? તો પછી હાથમાં કિરતાલ લઈને ગામ આખામાં નાચતી ફર ને!"

મણિએ પણ ચિડાઈને ઉત્તર આપ્યો: "એમ જ કરીશ."

મોટીબાએ રોષથી ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: "કાળા મોઢાની ધણિયાણીનું તેજ તો જો, તારું તેજ જો હું તોડી ન નાખું તો મારું નામ ત્રિપુરા બ્રાહ્મણી નહિ."

"જરૂર, નહિ જ."

એક સૌમ્ય કાન્તિવાળા યુવાને સામે આવીને એકાએક કહ્યું: "જરૂર, નહિ."

ક્રોધના કારણે મોટીબાનો સાડલો અસ્તવ્યસ્ત થઈ ગયો હતો; તેમણે વસ્ત્રને ઠીકઠાક કરી મંદ હાસ્યપૂર્વક કહ્યું: "કોણ, વિનોદ? આવ ભાઈ! આવ."

મણિ ત્યાં ઊભી ન રહી, ગર્વભર્યા પગલે એ મકાનની અંદર ચાલી ગઈ.

મોટીબા પણ વિનોદને સાથે લઈને ઘરની અંદર ગયાં, અને વિનોદને બેસવા માટે આસન આપી એની માતાના કુશળસમાચાર પૂછ્યા. વિનોદે મોટીબાના પ્રશ્નો યોગ્ય ઉત્તર આપી હસતાં હસતાં

કહ્યું : "કોનું તેજ તોડી રહ્યાં હતાં મોટીબા ? મણિનું તો નહિ ને ?"

શરમભર્યા આછા હાસ્ય સહિત મોટીબા બોલ્યાં : "શું કરું ભાઈ, રોગ–શોકથી મારું શરીર લથડી ગયું છે, તેમાં વળી આ હતભાગી છોકરીએ આવી મારો માર્ગ રોકી રાખ્યો છે. એને કોઈ યોગ્ય માણસના હાથમાં ન સોંપું, ત્યાં સુધી મારા મોતને પણ શાંતિ નહિ મળે. ચૌદ વર્ષની થઈ છે, પણ હજી સુધી કોઈ મૂરતિયો નથી મળતો. એક તો પૈસા નથી અને માબાપને ભરખી ગઈ છે; શું કોઈ સહજમાં એનો હાથ પકડી લેશે ? અને તેમાંય ખરે બપોરે પડોશમાં ફરતી ફરે તો લોકો શું કહે ?"

વિનોદ હસીને બોલ્યો : "જરૂર, સારું ન કહે. જરા નાચી લેવું હોય તો ઘરમાં ભલે એક બે વાર નાચી લે, પણ પડોશમાં જઈને નાચવું કૂદવું શું સારું કહેવાય ?"

વિનોદે ઓરડા તરફ વક્ર દૃષ્ટિ કરી. મણિએ એના તરફ રોષભરી નજર કરીને મોઢું ફેરવી લીધું.

મોટીબા બોલ્યાં : "આટલી વાત કહી ત્યાં તો એને રોષ ચડયો; હવે તો મોઢામોઢ સામા જવાબ આપી દે છે. મારાથી આ બળતરા સહી શકાતી નથી. રમાનાથને આવવા દે, હવે કોઈ રાજ-પુત્રને શોધવા નથી, ગમે તેવો એકાદ મૂરતિયો મળી જાય એટલે એના હાથમાં સોંપી દઉં."

વિનોદે કહ્યું : "વિચાર ખોટો નથી. મારી નજરમાં એક સારું પાત્ર છે; આમ બધી રીતે યોગ્ય છે, પણ ઉમ્મર જરા મોટી છે, પચાસની આસપાસ હશે."

મોટીબાએ કહ્યું : " આ પણ ક્યાં પાંચ વરસની ઢીંગલી હતી ? "

ધીમું હાસ્ય હસતાં વિનોદ બોલ્યો : " એ તો ખરું, તો પછી પચાસ વર્ષનો બુઢ્ઢો જ શોધીએ ! "

વિનોદે ફરી એક વાર ઓરડામાં વક્ર દૃષ્ટિ કરી, પણ આ વખતે મણિ ત્યાં નહોતી, કેવળ કમાડ પાછળથી ચૂડીઓનો ઝણુકાર સંભળાયો. વિનોદે ઉત્સાહ સહિત કહ્યું : " તો પછી શું કહો છો મોટીબા, પ્રયત્ન કરું ? "

મોટીબાએ ઝાંખા હાસ્ય સહ કહ્યું : " પ્રયત્ન તો કરવો જ પડશે, રમાનાથને પણ આવી જવા દે, જોઈએ એ શું કહે છે; એને તો રાજપુત્ર વગર કોઈ ગમવાનું નથી. "

" વિનોદના અધરકિનારે એક મૃદુ હાસ્યરેખા દેખાઈ. મોટીબા બોલ્યાં : " એ પણ પૂરા પાગલ છે. એ શું કહે છે તે તું જાણે છે ? આવી સોનાની પ્રતિમા કંઈ પાણીમાં ફેંકી દેવાય ? "

વિનોદે ગંભીરભાવે કહ્યું : " એ વાત જરા ય ખોટી નથી. "

મોટીબા એકદમ બોલી ઊઠયાં : " ખોટી વાત તો નથી જ. ત્યારે શું કરવું ભાઈ ? અમારાં શું એવાં ભાગ્ય છે ! "

મોટીબાએ એક ગંભીર નિઃશ્વાસ નાખ્યો. વિનોદ મોટીબાના મનનો અને મોઢાનો જુદો જુદો અભિપ્રાય સાંભળીને મનથી હસ્યો, પછી પ્રગટભાવે બોલ્યો : " તો પછી મોટીબા, ગમે તે રસ્તે ઠેકાણે પાડી દેજો. જો વૃદ્ધ મૂરતિયાની જરૂર હોય, તો મને ખબર આપજો. "

મોટીબાએ હસીને કહ્યું : "શું તો અત્યારે કેવળ વૃદ્ધોની જ શોધખોળમાં પડ્યો છે ?"

"લગભગ એવું જ. જુવાન જુવતીઓ છોડીને અત્યારે બુઢ્ઢા–બુઢ્ઢીઓનો જ કારભાર શરૂ કર્યો છે."

મોટીબાએ હસીને કહ્યું : "જુવાન છોકરાઓને છોડ્યા એ તો ઠીક, પણ છોકરીઓને છોડી નહિ ચાલે. તેં શું ધાર્યું છે ? શું તારે પરણવું નથી ?"

"આવી નબળી વાત તો હજી સુધી મેં કદી નથી વિચારી, મોટીબા. બંગાળીનો છોકરો બે ચાર ઉપવાસ કરીને પણ કદાચ ચલાવી શકે, પરંતુ પરણ્યા વગર તો એક ઘડીકે ય ન ચલાવી શકે. તમે તો એક કહો છો, પણ હું તો પાંચ સાત લગ્ન કરવા તૈયાર છું."

"પહેલાં એક લગ્ન કરીને ખાતરી તો કરાવ."

"જરૂર ખાતરી કરાવીશ. પણ યોગ્ય કન્યા પૂરતી જ વાર છે."

"તારે કેવી સ્ત્રી જોઈએ ? બુઢ્ઢી તો નહિ ને ?"

"આપના જેવી વૃદ્ધ તો નહિ જ, તેમ સાવ નાની પણ નહિ."

મોટીબા હસી પડ્યાં. ત્યાર પછી ઓરડા તરફ જોઈને બોલ્યાં : "અરે મણિ, વિનોદ માટે બે પાન તો આપી જા. શું પાન માટે પણ મારે તને કહેવું પડે ?"

ત્યાર પછી વિનોદ તરફ જોઈને કહ્યું : "આવડી મોટી દીકરી થઈ, છતાં જરાયે જ્ઞાન ન આવ્યું. તેથી જ મને ચિંતા થયા કરે છે, કે પારકે ઘેર જઈને તું શું કરી શકશે ?"

વિનોદે ગંભીરતાપૂર્વક કહ્યું : "આ વાત ચિંતાજનક છે."

ઘણી વાર થઈ ગઈ તો પણ પાન ન આવ્યાં; કોઈ ઓરડામાં બેસીને પાન તૈયાર કરી રહ્યું છે, એવું પણ ન દેખાયું. મોટીબાએ અસહિષ્ણુ થઈ જઈ ઉંચા સાદે કહ્યું: "પાનનું શું કર્યું? શું કાન આડાં પૂમડાં દીધાં છે?"

ઓરડામાંથી દબાયેલા છતાં ક્રોધભર્યા અવાજે ઉત્તર આવ્યો: "ના."

વિનોદે કહ્યું: "રહેવા દો મોટીબા, એ બિચારીને પાન બનાવતાં નથી આવડતાં; પછી શામાટે એને શરમિંદી બનાવવી જોઈએ?"

વિનોદનું વાક્ય પૂરું થતાં જ ઓરડામાં પાનનો ડબો ખખડ્યો, અને થોડી જ વારમાં નાની રકાબીમાં તૈયાર કરેલાં ચાર પાન મૂકીને મણિએ બારણા પાસેથી વિનોદ તરફ રકાબી હડસેલી. રકાબી વિનોદના ઢીંચણ સાથે અથડાઈ. વિનોદે હસતાં હસતાં બે પાન મોઢામાં મૂક્યાં અને બે પાન હાથમાં રાખ્યાં. ત્યાર પછી તે ઊભો થયો અને એક વાર ઓરડા તરફ જોઈ મોટીબાને નમસ્કાર કરતાં બોલ્યો: "ત્યારે હું જઈશ મોટીબા, મણિને અતિથિસત્કાર કરતાં સારો આવડે છે. પ્રહારની સાથે સાથે આહાર, આ વ્યવસ્થા ખરાબ તો ન જ કહેવાય."

વિનોદ હસતો હસતો ચાલ્યો ગયો. મોટીબાએ ઊભા થઈ મણિની સામે જઈ કહ્યું: "તારી તે આ કેવી રીતભાત છે?"

"જેવી છે તેવી."

"મોત તારું અને મારું." કહીને મોટીબા ક્રોધથી ધુવાંફુવાં થતાં બહાર નીકળી ગયાં.

**વ્રજનાથ** મુખોપાધ્યાયે જ્યારે ધામધૂમ સહિત ખેડગાંવના શ્રીપતિ ગાંગુલીના પુત્ર દિનેશ ગાંગુલી સાથે પોતાની કન્યા સુપર્ણાનાં લગ્ન કર્યાં હતાં, ત્યારે તેમણે કે તેમની પત્નીએ સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું કે આ લગ્નનું પરિણામ અનુતાપભર્યું આવશે. સગાસંબંધીઓએ મૂરતિયાના ચારિત્ર્ય સંબંધે ઘણી વાતો કરીને નિષેધ કર્યો હતો, પરંતુ કુળ અને સ્થિતિ સંબંધી કોઈ પ્રકારનો વાંધો ન હોવાના કારણે વ્રજનાથ મુખોપાધ્યાયે કોઈની વાત કાન પર ન લીધી. ગૃહિણી સાથે એકમત થઈને તેમણે કુલીન અને વિદ્વાન જમાઈના હાથમાં પોતાની કન્યા સોંપી. પરંતુ છેવટે સગા સંબંધીઓની જ વાત સાચી પડી. સ્વામીને ઘેર ઘણા દુઃખ વચ્ચે જીવન વિતાવીને છેવટે સુપર્ણા માંદલા શરીર સાથે અને ધાવણી પુત્રી મણિ સાથે જે દિવસે બાપને ઘેર આવી, તે દિવસે વ્રજનાથ બાબુ પુત્રીની અવદશા અને જમાઈની નિષ્ઠુરતા જોઈને ખૂબ દુઃખી થયા; એમનું હૃદય ચિરાઈ ગયું. ગૃહિણી ત્રિપુરાસુંદરીનાં આંસુ લૂછીને તેઓ કન્યાની સારવારમાં પડચા.

માતૃહૃદયની અસીમ સ્નેહધારા, પિતૃહૃદયની નિદારુણ વ્યાકુળતા

અને ચિકિત્સકોનો અથાગ શ્રમ, એ કોઈ સુપર્ણાને આરોગ્યના માર્ગે વાળી શક્યું નહિ. દિવસે દિવસે તે ઘસાવા લાગી. ત્યારપછી જે દિવસે સ્વામીએ ફરી લગ્ન કર્યાના સમાચાર આવ્યા, તે દિવસે તે મણિને પોતાની માતાના ખોળામાં સોંપી, પિતા સામે મમતાભરી દૃષ્ટિ રાખી હંમેશને માટે ચાલી ગઈ. શોક અને સંતાપથી વ્રજનાથનું હૃદય ભાંગી ગયું. થોડા જ દિવસોમાં તેમણે પણ કન્યાની પાછળ પ્રયાણ કર્યું. અસહ્ય શોક વચ્ચે દોઢ વર્ષની મણિને હૃદય સરસી લઈને ત્રિપુરાસુંદરી એકલી આ શૂન્ય સંસાર વચ્ચે ઊભી રહી. મા વગરની અને પિતાના સ્નેહથી વંચિત બનેલી મણિ કંઈક આદર અને કંઈક અનાદર સાથે મોટીબાના હાથમાં મોટી થવા લાગી.

માને ભરખી જનારી છોકરી કહીને હો કે સંસાર પર અણગમો થવાના કારણે હો, ત્રિપુરાસુંદરી મણિ ઉપર વધુ પ્યાર રાખી શકતાં નહિ. સંસારના કઠોર આઘાતથી એનો મિજાજ કડક થઈ ગયો હતો, એથી સ્નેહની આશાએ મણિ મોટીબા પાસે જતી ત્યારે સ્નેહને બદલે એને ગાળ જ મળતી. એ વખતે રમાનાથ સિવાય એના વિષાદભર્યા વદન સામે જોનાર અન્ય કોઈ નહોતું.

રમાનાથ ત્રિપુરાસુંદરી અથવા મણિનાં સગાંવહાલાંમાંનો કોઈ નહોતો, પરંતુ પરાયો હોવા છતાંય તે પોતાનો બની ગયો હતો. વ્રજનાથ બાબુ જ્યારે નપાડાનું કારભારું કરતા, ત્યારે ત્યાં શ્યામાચરણ ઘોષાલ નામના એક બ્રાહ્મણ સાથે એમને પરિચય થયેલો. શ્યામાચરણને જમીન–જાગિરની સંપત્તિ સારી હતી. જ્યાં સંપત્તિ હોય ત્યાં જ ઉપાધિ હોય. શ્યામાચરણ એક વાર ખોટી રીતે જ્ઞાતિ સામે માર-પીટના મુકદ્દમામાં ફસાઈ ગયા હતા, એ સમયે વ્રજનાથ બાબુની બુદ્ધિથી તેઓ છૂટકારો મેળવી શક્યા હતા, ત્યારથી તેઓ વ્રજનાથ બાબુ પ્રત્યે ખૂબ શ્રદ્ધા રાખતા અને એમને કાકા કહીને બોલાવતા.

શ્યામાચરણની પત્ની વ્રજનાથને બાપુજી કહીને બોલાવતી, જ્યારે પાંચ વરસનો પુત્ર રમાનાથ દાદા કહીને બોલાવતો અને અપુત્ર વ્રજનાથના હૈયામાં પુત્રસ્નેહની ધારા જગાવતો.

એકાએક એક દિવસે વ્રજનાથ બાબુએ સાંભળ્યું: જિલ્લાકોર્ટના મુકદ્દમા માટે ગયેલો શ્યામાચરણ અચાનક કોલેરામાં સપડાઈ ગયો છે. સમાચાર સાંભળીને તેઓ તરત ત્યાં ગયા. પણ એ ત્યાં પહોંચે તે પહેલાં જ સઘળું પતી ગયું હતું: શ્યામાચરણની રાખ પણ નદીમાં મળી ગઈ હતી. વ્રજનાથ રડતા રડતા પાછા આવ્યા.

ત્યારપછી શ્યામાચરણે અંતિમ સમયે કરેલું એક વિલ બહાર આવ્યું. આ વિલમાં શ્યામાચરણે પોતાના કાકાના દિકરા ભાઈ વિમલાચરણને સંપત્તિનો ટ્રસ્ટી ઠરાવ્યો હતો. વિલ અદાલતમાં દાખલ થયું. વ્રજનાથે વિલ સામે વાંધો લીધો, મુકદ્દમો શરુ થયો, પરંતુ વ્રજનાથનો વિરોધ ટકી શક્યો નહિ. અંતે પુરાવાના બળથી વિમલાચરણનો વિજય થયો. આ બાજુ શ્યામાચરણની પત્નીના હાથમાં જે કંઈ રોકડ હતી તે મુકદ્દમામાં ખરચાઈ ગઈ.

મુકદ્દમામાં વિજય મેળવ્યા પછી વિમલાચરણ બધી સંપત્તિ પોતાના અધિકાર તળે લેવાના કાર્યમાં ગુંથાયો. શ્યામાચરણના નામ પર તેણે જુદી જુદી રીતે લેણું કઢાવ્યું. પ્રજાજનો અને ખાતેદારો સાથે એણે મુકદ્દમાબાજી શરુ કરી. વ્રજનાથ સમજી ગયા કે શ્યામાચરણની સઘળી સંપત્તિ વિમલાચરણના હાથમાં ચાલી જશે અને જ્યારે રમાનાથ ઉમ્મરલાયક થશે, ત્યારે તેના હાથમાં એક પાઈ પણ નહિ આવે.

શ્યામાચરણની વિધવા સ્ત્રીને વધુ સમય સુધી વૈધવ્યનું દુઃખ ભોગવવું ન પડ્યું; એક વરસમાં જ તેની બધી યાતનાઓનો અંત આવ્યો. મૃત્યુસમયે તેણે પોતાના પુત્ર રમાનાથને વ્રજનાથ બાબુના હાથમાં સોંપ્યો અને કહ્યું : "બાપુજી, મિલ્કત ચુલામાં જાય, મારા

આ રત્નને સાચવજો." વ્રજનાથે આંસુ લૂછીને રમાનાથનો ભાર સ્વીકાર્યો અને ટ્રસ્ટીની બદનજરથી દૂર રાખવા ખાતર તેઓ રમાનાથને પોતાની સાથે લેતા આવ્યા.

માબાપ વગરના રમાનાથે ત્રિપુરાસુંદરીના ખોળામાં પુત્ર સમું સ્થાન મેળવ્યું. વ્રજનાથે એના શિક્ષણ માટે વ્યવસ્થા કરી, પણ રમાનાથની બુદ્ધિ બહુ તેજસ્વી નહોતી; ઉપરાંત આ માબાપ વગરના બાળક પર ત્રિપુરાસુંદરીના હૈયે ખૂબ મમતા જાગી હતી, એટલે રમાનાથના શિક્ષણમાં ભારે હરકતો ઊભી થવા લાગી. ભણવા કરતાં માછલાં પકડવાના કાર્યમાં રમાનાથ ખૂબ ધ્યાન આપવા લાગ્યો, પંખીઓનાં બચ્ચાંઓ પર પણ એની મમતા ઓછી નહોતી. એટલે ત્રણ વરસ સુધી શાળામાં જેમ તેમ રહીને છેવટે રમાનાથે ભણવાની માથાકૂટમાંથી મુક્તિ મેળવી.

મોટીબાએ આ માટે ઠપકાભર્યા અવાજે કહ્યું: "અરે રમા, તેં ભણવાનું છોડી દીધું? ખાઈશ શું?"

"તમારા હાથના રાંધેલા ભાત."

"હું સદાય રાંધીને થોડી દેવાની હતી?"

"જ્યાં સુધી દઈ શકો ત્યાં સુધી."

"અને તે પછી?"

"ત્યાર પછી મણિ છે ને. શું કહે છે: મણિ?" રમાનાથે મણિ સામે જોયું.

મણિએ નજીક આવી રડતાં રડતાં કહ્યું: "રમાભાઈ?"

"કેમ શું થયું છે?" રમાનાથે વ્યગ્રતાપૂર્વક પૂછ્યું.

ડાબા હાથથી આંસુ લૂછતાં લૂછતાં મણિ બોલી: "મારો પોપટ ઊડી ગયો."

રમાનાથે મણિની પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: "તે એમાં શું થઈ ગયું, હું તને બે પોપટ લાવી દઈશ."

"લાવી દો..."

"કંઈ અત્યારે ને અત્યારે મળી શકતા હશે?" મોટીબાએ રોષભરી નજરે મણિ સામે જોઈને કહ્યું. રમાનાથે મણિનો હાથ પકડી કહ્યું: "રડીશ નહિ, ચાલ."

મોટીબા બોલ્યાં: "આ અભાગણી છોકરી જ તારું માથું ખાઈ જાય છે, રમા."

"ભલે ખાય." કહી રમાનાથ પોપટ પકડવા માટે બહાર નીકળી ગયો; મણિ આનંદભર્યા હાસ્ય સહિત નાચતી નાચતી એની પાછળ ગઈ.

**કારભારીની** જગ્યા પર રહીને ચાર પૈસા મેળવવા છતાં પણ હાથ છૂટો હોવાના કારણે વ્રજનાથ બાબુ થોડીઘણી જમીન સિવાય કશું મૂકી ગયા નહિ. આથી એમના મૃત્યુ બાદ અત્યંત કષ્ટભર્યા દિવસો વીતવા લાગ્યા. ઉમ્મરલાયક થયા પછી રમાનાથને આ કષ્ટનો અનુભવ થયો, અને એનામાં રહેલો માછલાંના શિકારનો શોખ આપોઆપ ભુંસાઈ ગયો. આ તરફ મણિ પણ મોટી થવા માંડી, એનાં લગ્ન કરવાં પડશે અને પૈસાની સગવડ ઉપર જ એનો બધો આધાર રહેલો છે, આમ સમજીને રમાનાથ પૈસા ભેગા કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ખૂબ રખડપાટ કરીને વીસ રૂપિયાના પગારથી તેણે એક ઑફિસમાં નોકરી મેળવી; અને સસ્તી વીશીમાં રહેઠાણ લીધું.

રમાનાથે જ્યારે પહેલી વાર કલકત્તા તરફ પ્રયાણ કર્યું, ત્યારે મોટીબાની આંખો ભીની થયા વગર નહોતી રહી. પણ મણિ તો રડી પડી હતી. મોટીબાએ મણિને ધમકાવી, રમાનાથ મહામહેનતે આંસુ રોકીને કલકત્તા તરફ વિદાય થયો. રડી રડીને મણિની આંખો સૂજી ગઈ.

રમાનાથ દર શનિવારે ઘેર આવતો. જે દિવસે પગાર મળતો તે દિવસે મણિ માટે ખાવાની વસ્તુઓ અને એવું બીજું લેતો આવતો. મોટીબા આ બાબત વિરોધ કરતાં ત્યારે રમાનાથ કહેતો : "બા, મણિને દેવાવાળું ઘરમાં બીજું કોણ હતું ?"

એક વરસ પછી રમાનાથના પગારમાં પાંચ રૂપિયાનો વધારો થયો. અને મોટીબા રમાનાથના લગ્ન માટે કન્યાની શોધખોળમાં પડયાં. પરંતુ રમાનાથે મોટીબાને ખૂબ સમજાવીને કહ્યું : "જુઓ બા, પહેલાં મણિને ઠેકાણે પાડવા દો, ત્યારપછી બીજું થઈ પડશે."

મોટીબા પણ સમજ્યાં, કે વાત સાચી છે. મણિ મોટી થતી જાય છે, અગિયાર વટાવીને બારમા વર્ષમાં દાખલ થઈ ગઈ છે, એટલે રમાનાથના પ્રશ્નને જતો કરી પહેલાં મણિ માટે જ પ્રયત્ન કરવો જરૂરી છે.

મણિના સંબંધ માટે પ્રયત્ન શરૂ થયો, પણ સફળતાનાં કોઈ લક્ષણ ન દેખાયાં. કન્યા રૂપવતી હોવા છતાં પણ પૈસાના અભાવે કોઈપણ બુદ્ધિમાન વ્યક્તિ મણિને પોતાની પુત્રવધૂ તરીકે સ્વીકારવા તૈયાર ન થઈ. મણિ સુંદર હતી, સુદૃઢ હતી, ખૂબ જ આકર્ષક હતી... પણ મોટીબાના હાથમાં સંપત્તિ નહોતી. રમાનાથે પ્રતિજ્ઞા કરી હતી, કે આવી સોનાની પ્રતિમાને ગમે તેવાના હાથમાં કોઈ કાળે નહિ આપું. એટલે મણિ બાર વટાવીને તેરમાં દાખલ થઈ, છતાં પણ કોઈ યોગ્ય પાત્ર ન મળ્યું. ત્રિપુરાસુંદરીએ વિરક્ત થઈને કહ્યું : "અરે રમુ, હવે દીકરીને ઘરમાં નહિ રાખી શકાય."

રમાનાથે હસીને કહ્યું : "આવું શું કહો છો બા, આવડા મોટા મકાનમાં શું એક નાની છોકરીને રાખી નહિ શકાય ?"

મોટીબાએ કહ્યું: "ઘરમાં રાખ્યે શું થશે? લોકો આંગળી ચીંધી રહ્યા છે!"

"એ તો લોકોની ટેવ છે."

"પણ આવડી મોટી છોકરીને ઘરમાં રાખવી એ શું દોષ નથી?"

રમાનાથે કહ્યું: "પણ ગમે તેવાના હાથમાં સોનાની પ્રતિમા સોંપવી એ તો સહુથી મોટો દોષ છે."

"પણ તારી આ સોનાની પૂતળીને લેવા માટે ક્યાં કોઈ રાજપુત્ર નવરો હતો!"

રમાનાથે મક્કમ અવાજે કહ્યું: "મણિને લેવા રાજપુત્ર જરૂર આવશે, એ હું કહી રાખું છું, મોટીબા! રાજપુત્રની સાથે જ મણિનાં લગ્ન થશે, એ તમે જોજો."

"પાગલ." કહીને મોટીબા હસવા લાગ્યાં.

મણિએ તેરમું વર્ષ પણ પસાર કર્યું, પરંતુ કોઈ રાજપુત્ર એને લેવા માટે ન આવ્યો. વાતો તો ઘણે સ્થળે થવા માંડી, પરંતુ કોઈ સંબંધ સ્થાયી ન બન્યો; કોઈ સ્થળે વરપક્ષ તરફથી ઈન્કાર થતો, કોઈવાર વળી મૂરતિયો મૂર્ખ અને ચારિત્ર્યહીન લાગતો; એટલે રમાનાથ ઈન્કાર કરતો. આ રીતે કેટલાય સંબંધ આવતા અને ભાંગતા. છેવટે મોટીબા અધીર બની ગયાં; અને બધા કરતાં મણિ ઉપર એમનો રોષ વધી પડ્યો. પરિણામે મણિ મોટીબા સામે રાત-દિવસ તિરસ્કાર પામવા લાગી.

મોટીબાના તિરસ્કારને મણિ વારંવાર હસવામાં ઉડાવી દેતી,

પણ જ્યારે તિરસ્કારનું પ્રમાણ વધી જતું, ત્યારે તે રડ્યા વગર રહી શકતી નહિ. મોટીબા એના રુદન સામે કાન નહોતાં દેતાં, માત્ર રમાનાથ ધ્યાન આપતો. મણિને રડતી જોઈને રમાનાથ અસ્થિર બની જતો; મણિનાં આંસુનું એક બિન્દુ એને મન વિશ્વના અશ્રુ-સાગર સમાન જણાતું. એટલે મણિને શાંત પાડવા જતાં રમાનાથ મોટીબાને પણ પાંચ વાતો કહેતાં અચકાતો નહિ.

સગપણની વાતો વારંવાર તૂટી જવાને કારણે મોટીબા અસ્થિર તો થયાં હતાં, તો રમાનાથની મૂંઝવણ ઓછી નહોતી. લગભગ દર મહિને તે કોઈ ને કોઈ સ્થળે મૂરતિયો જોવા જતો, વરપક્ષવાળાને લાવીને કન્યા દેખાડતો, ત્યારપછી એ પક્ષના ઇન્કારથી ફરીવાર મૂરતિયાની તપાસમાં પડતો.

દર શનિવારે રમાનાથ ઘેર આવતો ત્યારે મોટીબા મણિને ઠેકાણે પાડવા માટે તાકીદ કરતાં, અને સાથોસાથ એમ પણ કહેતાં, કે મણિનાં લગ્ન હવે કદી નહિ થાય. રમાનાથ હસીને મોટીબાને આશ્વાસન આપતો અને સોમવારે કલકત્તા ચાલ્યો જતો.

રમાનાથે મણિને લખતાં વાંચતાં શીખવ્યું હતું, વખતે વખતે કલકત્તાથી સારાં પુસ્તકો લાવીને મણિના હાથમાં તે મૂકતો. મણિ ઘરકામમાં ખાસ ધ્યાન નહોતી આપતી, પણ પુસ્તક વાંચવામાં અને પડોશની બહેનપણીઓ સાથે વાર્તાવિનોદ કરવામાં એ દિવસો વિતાવતી. મોટીબા ધાંધલ કરી મૂકતાં ત્યારે તે કોઈ વખતે રડતી, તો કોઈ વખતે મોટીબાને પાંચ શબ્દો સંભળાવી દેતી. ત્યારપછી રમાનાથ ઘેર આવતો ત્યારે મોટીબા મણિની સ્વચ્છંદતા સંબંધી અને મણિ મોટીબાના અત્યાચાર સંબંધી વાત રજૂ કરતી. વાદી-પ્રતિવાદીની

પરસ્પર વિરુદ્ધ વાતો સાંભળીને વિચારક કેવળ હળવા હાસ્ય સાથે બેસી રહેતો.

પરંતુ રમાનાથનું હાસ્ય ધીરેધીરે અદૃશ્ય થવા લાગ્યું. મણિ જેમ જેમ મોટી થતી જતી, તેમ તેમ એક પ્રકારના ઉદ્વેગભરી નિરાશા રમાનાથના હૈયામાં ગાઢ અંધકાર ફેલાવવા લાગી. હાય, સંસારમાં શું રત્નનો સત્કાર છે જ નહિ ?

## ૪

શનિવારે સંધ્યાસમયે ઘેર આવી, કોટ વગેરે ઉતારી રમાનાથે હુક્કો ભરતાં સાદ કર્યો: "મોટીબા, ઓ મોટીબા!"

રસોડામાંથી મોટીબાએ ઉત્તર આપ્યો: "શું છે, રમુ?"

રમાનાથે કહ્યું: "અહીં આવીને જરા સાંભળી જાઓ તો."

મોટીબાએ કહ્યું: "જરા સબુર કર, ભાત ઓસાવી લઉં."

રમાનાથે હાથમાં હુક્કો રાખી રસોડા પાસે પહોંચી જરા કઠોર અવાજે કહ્યું: "હમણાં રાખો તમારા ભાત, પહેલાં વાત સાંભળો."

મોટીબાએ કહ્યું: "કાંઈ વાતથી પેટ નહિ ભરાય, ભાત સાવ ઘેંસ જેવા થઈ જશે."

"તમારું માથું." કહીને રમાનાથે હુક્કાની ચલમમાં ચીપિયા વડે દેવતા ભરવા માંડ્યો.

મોટીબાએ ભાતનું હાંડલું સરખું કરી કહ્યું: "શી વાત છે, રમુ?"

ચલમમાં દેવતા ભરતાં ભરતાં રમાનાથે ઉદાસભાવે કહ્યું : " ખાસ કંઈ નથી."

" પણ કહે તો ખરો." મોટીબા રમાનાથ સામે જોઈને બોલ્યાં.

રમાનાથે ઊભા થઈ કહ્યું : " કામકાજ વખતે કોઈ વાત સાંભળતું હશે ? રસોઈ બસોઈ પતાવી, અમને જમાડી સાવ નવરાં થઈને નિરાંતે વાત સાંભળજો."

ત્રિપુરાસુંદરી સમજી ગયાં કે રમાનાથ જરા ચિડાયો છે; અને એની ચીડનું પરિણામ પણ તેઓ જાણતાં હતાં. એટલે તેમણે વધુ કંઈ પ્રશ્ન ન કર્યો. રમાનાથ હુક્કો લઈને બહાર આવ્યો અને ઓસરીની કોર પર બેસી તે ગગડાવવા લાગ્યો. બે–ચાર દમ લીધા પછી તે પોતાના મન સાથે બોલ્યો : " ગમે તેમ થાય, મારે આટલી બધી પંચાત શામાટે ! જેને ભોગવવું છે તેને તો કશી પડી નથી. જવા દો, શા માટે દોડાદોડ કરીને મરવું જોઈએ ? ગમે તેવું એકાદ ઘર મળી જશે."

ત્રિપુરાસુંદરીએ પોતાના મનથી હસીને કહ્યું : " અરે રમુ, પેલા સંબંધનું શું થયું ?"

બેદરકારીભર્યા અવાજે રમાનાથ બોલ્યો : " કયા સંબંધનું વળી ?"

" આ તેં ગયા શનિવારે જેની વાત કરી હતી ને..."

જરા વિચારીને રમાનાથ બોલ્યો : " ઓહ, હરિરામપુર-વાળી વાત ને ?"

" હા, તું કહેતો હતો ને કે ઘર, વર, બર બધું સારું છે."

" ધૂળ છે સારું ! અરે રામ ! છોકરો તો જાણે કાર્તિક ! વળી ઘરમાં ભાત નથી ને ચૂલો પણ નથી. એવાને ત્યાં વળી કોઈ કન્યા આપતું હશે ?"

ગયા શનિવારે રમાનાથે આ મૂરતિયાની ખૂબ પ્રશંસા કરી હતી. એ વાત યાદ હોવા છતાં પણ રમાનાથની ચીડ જોઇને મોટીબા કશું બોલ્યાં નહિ; માત્ર એની વાતમાં હાએ હા કરવાને ખાતર કહ્યું: "એ તો છે જ ને, જેવાતેવા ઘરમાં કાંઈ કન્યા દેવાય છે!"

રમાનાથ રસોડાના બારણા પાસે આવ્યો અને ત્યાં બેઠક જમાવી હુક્કો પીતાં પીતાં બોલ્યો: "હવે તમે સાચું કહ્યું મોટીબા, ગમે તેના હાથમાં કંઈ કન્યા અપાતી હશે? લોકો તો કહે, ગમે તે મૂરતિયો શોધીને કન્યાને પાર પહોંચાડી દો. પણ આ તે કંઈ નદી પાર કરવાની છે કે કોઈ તળાવ પાર કરવાનું છે કે એક વાર ઊતર્યાં એટલે પત્યું? આ તો કન્યાને ઠેકાણે પાડવી છે!"

ત્રિપુરાસુંદરીએ હસતે ચહેરે કહ્યું: "સાચું છે, કન્યાને ઠેકાણે પાડવી એ કાંઈ રમત વાત નથી. હં, તેં ક્યાંય પ્રયત્ન કરી જોયો હતો?"

રમાનાથે માથું હલાવતાં કહ્યું "પ્રયત્ન કર્યા વગર તે હું રહ્યો હોઈશ? શું તમે એમ માનો છો કે હું વીશીના ભાત ઝૂડવા જ જાઉં છું? એમ નથી મોટીબા! હું મારા વેતમાં જ છું. જોઉં છું, આ વખતે મા દુર્ગા શું કરે છે?"

ત્રિપુરાસુંદરીએ આગ્રહભર્યા અવાજે પ્રશ્ન કર્યો: "કયે સ્થળે તપાસ કરી હતી?"

હસતાં હસતાં રમાનાથે કહ્યું: "આ વખતે જેવા તેવા ઠેકાણે નહિ. પણ જમીનદારને ઘેર જ. આ વખતે જોઇ લેજો, કે રમાનાથ જે કહે છે તે જ કરે છે."

ત્રિપુરાસુંદરીએ વિસ્મય સહિત પૂછ્યું : "આ તું શું કહે છે, રમુ ?"

"આમાં કહેવા જેવું શું છે ! બધું લગભગ ઠીક ઠીક થઈ ગયું છે; માત્ર વરના બાપની પસંદગી બાકી છે. કાલ સવારે ઊઠીને હું નસીગંજ જવાનો છું, બનશે તો સાથે તેડતો આવીશ અને આશીર્વાદનું કામ પતાવી નાખીશ. મોટીમા, એ લોકો ખૂબ મોટા માણસો છે, જર–જમીન, તળાવ, બગીચા, તાલુકા, મોટાં મકાન વગેરે ઘણું ઘણું છે. અને છોકરો તો જાણે કાર્તિકનો અવતાર ! બી. એ. પાસ થયો છે. એક પૈસો પણ લેવા ઇચ્છતા નથી, માત્ર કન્યા પસંદ પડે એટલે બસ."

"પણ કન્યા પસંદ પડશે ત્યારે ને ?"

"વાહ ! કન્યા પસંદ નહિ પડે ? આવી સાક્ષાત્ સરસ્વતી કોને પસંદ ન પડે ? શું લોકોને આંખો નથી ? તમે કશી ચિંતા ન કરો મોટીમા, એ તો બધું ઠીક થઈ જશે."

મોટીમા બોલ્યાં : આવું તો ત્રણુસો વાર ઠીક કર્યું છે."

જરા અપ્રસન્ન ભાવે રમાનાથ બોલ્યો : "ત્રણુસો વાર ઠીક કર્યું, એટલે શું ત્રણુસો વાર થતું હશે ? એ તો દસ ઠેકાણે ઘા મારીએ ત્યારે એકાદ ઠેકાણે લાગી જાય. કહેવત છે ને, કે લગ્નની વાતમાં લાખ વિઘ્ન આવે."

મોટીબાએ હસીને કહ્યું : "પણ તારા પ્રયત્નમાં તો પાંચ લાખ વિઘ્ન આવી ગયાં છે."

ઠરી ગયેલા હુક્કા સામે જોઈને રમાનાથ ઊભો થયો; વિરક્તભાવે એણે કહ્યું: "ત્યારે તો આખું મહાભારત પૂરું થઇ ગયું છે !

લગ્ન કંઈ ઝાડનાં ફળ નથી કે તોડી લેવાય. આ તો દિકરીને વરાવવી છે, મોટી બા."

એક ખૂણામાં હુક્કો મૂકી, ખભે ફાળિયું નાખી રમાનાથ તળાવના ઘાટે હાથપગ ધોવા રવાના થયો.

હાથપગ ધોઈ સંધ્યા પતાવી રમાનાથ આવ્યો ત્યારે મણિએ કહ્યું : "રમુભાઇ, જરા જમી લ્યો."

ઉદાસભાવે રમાનાથ બોલ્યો : "રહેવા દે,—જમવામાં શું... "

જરા હસીને મણિએ કહ્યું : "ગરીબના ઘરમાં જે હોય તે આજ જમી લ્યો, કાલ જમીનદારને ઘેર જાઓ ત્યારે માલપાણી જમજો."

મણિને ધમકાવતાં રમાનાથ બોલ્યો : "જો મણિ, તું હવે બહુ મોટી થતી જાય છે."

કૃત્રિમ અભિમાનથી મોઢું ચડાવીને મણિ બોલી : "ઓ મા, આ તમે શું કહો છો, રમુભાઇ ! હું સાવ નાની છોકરી, મોટી થઈ ગઈ ?"

રમાનાથ હસી પડયો. જ્યારે હસ્યો ત્યારે તેને જમવા બેસવું જ પડયું.

જમ્યા પછી ઓસરીની કોરે એક કોથળો પાથરીને તે બેઠો, મણિ હુક્કો ભરીને લઈ આવી.

હુક્કો પીતાં પીતાં રમાનાથે પ્રશ્ન કર્યો : "હેં મણિ, તું શું કરે છે ? ગરીબના ઘરમાં લગ્ન થાય તો સારું ?"

મણિ માથું ધુણાવતાં બોલી : "જરા ય સારું નહિ."

મણિ સામે સહાસ્ય વદને જોઈને રમાનાથે કહ્યું : "શા માટે, કહે જોઉં ?"

"એમાં કહેવા જેવું શું છે? ગરીબના ઘરમાં ન હોય પૈસા કે ન હોય દર–દાગીના, ત્યાં તો માત્ર દિવસરાત મજૂરી કરીને હાડકાં જ ભાંગવાં પડે."

"મજૂરી શું ખૂબ જ ખરાબ છે?"

"નહિ તો? ચાટુજ્યેની નાની વહુ, અરેરે, બિચારી દિવસ-રાત કાળી મજૂરી કરીને લોહી રેડી રહી છે, બે ઘડી વાતો કરવાનો પણ વખત નથી પામી શકતી, અથવા એકાદ પુસ્તક પણ નથી વાંચી શકતી."

રમાનાથે કહ્યું: "એ બધું ન પામવા છતાં પણ ગરીબના ઘરમાં એક બીજી વસ્તુ જરૂર મેળવી શકે છે."

"એ શું?"

"પ્રેમ...મમતા."

"શું રાખ!" કહીને મણિએ નાકનું ટેરવું ચડાવ્યું. રમાનાથ વિસ્મિત નજરે મણિના મોઢા સામે જોઈ રહ્યો. મણિ બોલી: "ગરી-બના ઘરમાં પ્રેમ અને મમતા! શું ગરીબો પરસ્પર ચાહી શકતાં હશે?"

મણિ ચાલી ગઈ, રમાનાથ એક હળવો નિઃશ્વાસ નાખીને જોરથી હુક્કો પીવા લાગ્યો. ત્યારે એક હળવું વાદળ નક્ષત્રો આડું આવી ચડયું હતું; માર્ગ પર કોઈ ગાતું ગાતું જઈ રહ્યું હતું:—

"તારા મનડાનું ગીત, મનડામાં રહીને ગાજે."

બીજે દિવસે સવારે ઊઠી, હાથમાં ચાદર છત્રી લઈ, દુર્ગા માતાનું સ્મરણ કરી રમાનાથ નસીગંજ તરફ વિદાય થયો.

સંધ્યાસમયે જ્યારે રમાનાથ પાછો આવ્યો, ત્યારે એનો ચહેરો જોઈને જ મોટીબા સમજી ગયાં, કે રમાનાથને જરા પણ સફળતા મળી શકી નથી. આ વખતે એમને કાંઇ પણ વાત પૂછવાનું યોગ્ય ન લાગ્યું. મણિ પણ સંધ્યાપ્રદીપ પ્રગટાવી, શંખ વગાડી મોટીબા પાસે આવીને બેઠી.

રમાનાથે ખીંટી પર ચાદર ભરવતાં વિરક્તિભર્યા અવાજે પોતાના મનથી કહ્યું : "બાપ રે, જાણે સાવ શૂન્ય પુરી, કોઈના મોઢામાં ચુંકારો સરખો યે નહિ ! બધા જાણે બહેરા, મૂંગા ને તોતડા. એવા ઘરને તો સાત વાર ઝાડુ ! આવતા શનિવારે..."

રમાનાથની આ સ્વગત વાણી સાંભળીને મણિ ખડખડાટ હસી પડી. ત્રિપુરાસુંદરીએ માંડ માંડ હસવું રોકીને કહ્યું : "શું થયું, રમુ ?"

રમાનાથે બેદરકાર અવાજે કહ્યું : "થયું તમારું કપાળ, ને મારું માથું; થવાનું વળી શું હતું ?"

"પણ તું ગયો હતો ક્યાં ?"

"ચુલામાં...જમને ઘેર."

રમાનાથે પહેરણ કાઢી પાણીનો લોટો લઈ હાથપગ ધોયા. ત્યાર પછી હુક્કો ભરી ઓસરીની કોર પર આસન જમાવી હુક્કો ગગડાવવા લાગ્યો. બે ચાર દમ લીધા પછી તે સ્વગત બોલ્યો : "સાળાઓ ચમાર છે, ચમાર ! મોટું ઘર થયું તેથી શું ? ઘરમાં ઉમ્મરલાયક છોકરો છે ને ડોકરાને પરણવું ! શું સાળાને આઠ આનાનું અફિણ પણ નહિ મળતું હોય ?"

ત્રિપુરાસુંદરીએ વિસ્મય પામતાં પ્રશ્ન કર્યો: "વૃદ્ધ?"

જરા ખોંખારો ખાઈને રમાનાથ બોલ્યો: "વૃદ્ધ કાંઈ સાવ નાનો નથી, જિંદગીના ત્રણ ભાગ તો વીતી ગયા છે; હવે એક રહ્યો છે. અને વળી નાલાયક કહે, કે હું એક તાલુકો લખી આપીશ. હું તો એવા તાલુકાને ઝાડુ મારું! પાછો એ તો ભય દેખાડવા લાગ્યો, સમજ્યાં મોટીબા? પણ તમારો રમાનાથ કાંઈ ડરી જાય એવો નથી."

# ૫

"મા!"

"કેમ વિનુ?"

"કંઈક દાન કરી શકશો?"

"શેનું દાન?"

"આ પૈસાટકાનું."

"કોને?"

"જેની પાસે નથી તેને."

"ભાઈ, પૈસાટકા તો ઘણાની પાસે નથી."

"એ તો હશે, પણ પૈસાના અભાવે જેનાં લગ્ન અટકી પડે છે......"

"આજકાલ પૈસા ખાતર ઘણી છોકરીઓનાં લગ્ન અટકી પડે છે. હું તે કેટલાંકને દાન કરી શકું?"

"હું કંઈ બધાને દાન કરવાનું નથી કહેતો; પણ જેને ખૂબ જ આવશ્યકતા છે..."

મા હસી પડી; તે બોલી : "પાગલ છોકરો! કોને જરૂર છે, એ જ ચોખ્ખેચોખ્ખું કહેને."

માને હસતી જોઈને પુત્ર જરા છોભીલો પડી ગયો; એટલે જરા અચકાઈને બોલ્યો : "પેલા દક્ષિણપાડાવાળા વ્રજ મુખુજ્યેની કન્યા..."

"ઓહ, જે વ્રજ બાબુ તારા પિતા સાથે શેતરંજ રમવા આવતા હતા તે જ ને ?"

પુત્રે કહ્યું : "હા"

"પણ એને વળી છોકરી જ ક્યા હતી ? એની છોકરી તો ઘણા વખત પહેલાં મરી ગઈ છે."

"વિનોદે કહ્યું : "દિકરીની દિકરી."

"એ ખરું." ત્યારપછી જરા વિચારીને માએ કહ્યું : "છોકરી દેખાવમાં કેવી છે, વિનુ ?"

વિનોદે નીચી નજર ઢાળી રાખી કહ્યું : "ખરાબ નથી."

"ઉમ્મર કેટલી છે ?"

"તેર–ચૌદ હશે."

"આવડી મોટી ?"

વિનોદે કહ્યું : "ઉમ્મર થોડી અટકાવી શકાય છે ? પૈસાના અભાવે સારો મૂરતિયો ન મળે એ સ્વાભાવિક છે. અને સારી છોકરીને કંઈ ગમે તેના હાથમાં મૂકી દેવી, એ શું સારું છે ?"

માના ચહેરા પર હાસ્ય પ્રગટ્યું, જ્યારે પુત્રનું વદન શરમથી લાલ થઇ ગયું. માએ પુત્રના ચહેરાનું નિરીક્ષણ કરીને કહ્યું : "એની સાથે તારે કંઇ પરિચય છે ?"

વિનોદ ભારે મુંઝવણમાં પડયો, પણ મા સમક્ષ ખોટું બોલી

શક્યો નહિ. ધરતી સામે નજર ઠેરવી તેણે ધીરેથી કહ્યું : "થોડો ઘણો પરિચય છે. એ તરફ જાઉં છું ત્યારે કોઈ કોઈ વાર એમને ઘેર જાઉં છું. વ્રજબાબુની પત્ની પણ મારા પ્રત્યે ખૂબ જ મમતા રાખે છે."

પુત્રના વદન પર સ્નેહભરી નજર કરીને માએ કહ્યું : "એનો ક્યાંય સંબંધ નક્કી થયો છે? મૂરતિયાની તપાસ થઇ છે?"

"ના."

"ત્યારે?"

"પહેલાં પૈસા, પછી મૂરતિયો."

"પણ પૈસા પહેલાં કદાચ મૂરતિયો મળી જાય તો?"

વિનોદ વિસ્મયભરી નજરે મા સામે જોઇ રહ્યો, અને ધીમું હસતાં બોલ્યો :

"આ બજારમાં એવું બને એમ હું તો નથી માનતો, મા!"

માએ હસીને કહ્યું : "તારી મા પાસે બધું જ બની શકે છે, વિનુ! કેવો મૂરતિયો જોઈએ?"

"કંઈક ભણેલો, ખાવા–પીવાની હરકત ન હોય, તેમ જ ઘર સારું હોય."

"એના કરતાંય સો ગણો સરસ મૂરતિયો મારા ધ્યાનમાં છે."

"સારા મૂરતિયાની ખોટ નથી! ખોટ તો પૈસાનો છે."

માએ કહ્યું : "એને પૈસાની દરકાર નથી."

વિનોદે વિસ્મયભર્યા અવાજે કહ્યું : "શું તમે સાચું કહો છો, મા?"

"તારી મા કોઈ દિવસ મિથ્યા બોલે છે?"

વિનોદ શરમાયો. માએ કહ્યું : “ પણ એક વાર કન્યા તો જોવી જોઈ એ. ”

વિનોદે કહ્યું : “ એને અહીં આવવાનું કહેવરાવું ? ”

માએ જરા વિચારીને કહ્યું : “ એવી જરૂર નથી. હું જ જઈશ. ”

“ શું તમે જશો ? ”

“ એમાં શું હરકત છે ? કાલે પંચાનંદ તલામાં જવાનું છે. ત્યાંથી વળતાં એમને ઘેર પણ જતી આવીશ. ”

વિનોદ આનંદભર્યા ભાવે ઊભો થઈ ગયો; મા મૌનભાવે વિચારવા લાગી.

ત્રીસ હજારની કિંમતના શેરો, જમીનજાગીર અને વેપારી કારોબાર બધું છોડીને રત્નેશ્વર રાય મહાશય જ્યારે પરલોકના પથિક થયા, ત્યારે ઘણાએ ધાર્યું હતું કે પુત્ર વિનોદ હવે બાપની મૂડી પર તાગડધિન્ના કરીને બધું રંગરાગમાં ઉડાડી દેશે. આવી આશામાં પાંચ માણસો પણ પડખે ચડી ગયા હતા; પરંતુ ગૃહિણી અન્નપૂર્ણાની જાગ્રત દષ્ટિ અને વૃદ્ધ કામદાર રામજય ઘોષની સાવધાનતાના પરિણામે કોઈની ચાંચ ખૂંપી નહિ. આ તરફ વિનોદ પણ બી. એ. પાસ કરીને મેડિકલ કોલેજમાં દાખલ થયો; પૈસાની દુર્ગતિ કરવા તરફ તેની વૃત્તિ ન રહી.

વિનોદ જ્યારે કોલેજના ત્રીજા વર્ષમાં અભ્યાસ કરતો હતો, ત્યારે તે રજાના દિવસોમાં એક વાર ઘેર આવ્યો હતો. એ વખતે મહેશ ચક્રવર્તીના પુત્ર ગણેશનાં લગ્ન હતાં. ગણેશ વિનોદનો બાલમિત્ર

હતો એટલે મિત્રના આગ્રહને વશ થઈ વિનોદને જાનમાં જવું પડ્યું. પરંતુ લગ્ન વખતે ભારે ધાંધલ મચી પડી. ગામમાં બે તડ હતાં. એ કારણે લગ્ન વેળાએ પ્રશ્ન ઊભો કરવામાં આવ્યો, કે કન્યાની માનું ચારિત્ર્ય દૂષિત હતું. કન્યાના બાપ વિપ્રદાસે પત્નીના દૂષિત ચારિત્ર્યના કારણે પત્નીની હત્યા કરી હતી અને પોલિસને સારી લાંચ આપીને છૂટકારો મેળવ્યો હતો. આ વાત સાંભળીને મહેશ ચક્રવર્તી ધ્રૂજી ઉઠયા અને કુલટાની કન્યા સાથે પુત્રનાં લગ્ન ન કરવાનો નિર્ણય કરી માંડવેથી પાછા વળવાની તૈયારીમાં પડયા. વિપ્રદાસના માથા પર તો જાણે આકાશ તૂટી પડ્યું. વિપ્રદાસના પક્ષના માણસોએ આવી વરના બાપને સમજાવ્યું: "આ બધી વાત સાવ બનાવટી છે, હૃદયરોગના કારણે અકસ્માત્ કન્યાની માનું મૃત્યુ થયું છે, પોલિસે ધાંધલ મચાવેલી એ વાત સાચી, પણ એ તો વિરુદ્ધ પક્ષની ચાલબાજીનું જ પરિણામ હતું."

મહેશ ચક્રવર્તી સમજવા છતાં ન સમજ્યા. ઘણી આજીજી અને વિનતિ પછી છેવટે તેમણે જણાવ્યું, કે બીજા ત્રણસો રૂપિયા મળે તો આ કાર્યમાં હું સમ્મત થઈ શકું."

વિપ્રદાસ પાસે એ વખતે પાંચ રૂપિયા આપવાની પણ શક્તિ નહોતી, સઘળું વેચી—ગીરવી મૂકીને વરની પહેરામણીના આઠસો રૂપિયા એમણે ભેગા કર્યા હતા. નિરુપાય થઈને તે મહેશ ચક્રવર્તીના પગમાં ઢળી પડ્યો, જાનમાં આવેલા દરેકના હાથ પકડીને તેણે આ કાર્ય પાર પાડવા માટે કરુણ વિનતિ કરી, પણ કશું પરિણામ ન આવ્યું. મહેશ ચક્રવર્તીએ પોતાના પુત્રને બાજઠ પરથી ઉઠાડી લીધો. વિપ્રદાસ પછાટ ખાઈને ધરતી પર ઢળી પડ્યો.

વિનોદે વરનો હાથ પકડી કહ્યું: "ગણેશ, લગ્ન કરી નાખ."

ગણેશે કહ્યું: "બાપુજીની સંમતિ જોઈએ."

"એમની સંમતિ નહિ મળે."

"તો પછી એમના વિરુદ્ધ થઈને મારાથી લગ્ન પણ નહિ કરી શકાય."

"પણ બ્રાહ્મણનો ધર્મ જવા બેઠો છે."

ગણેશે કહ્યું: "ત્રણસો રૂપિયા આપે એટલે બધું બચી જશે."

ગણેશના ચહેરા પ્રત્યે તીરછી નજર કરીને વિનોદ રોષથી બોલ્યો: "તારી કેળવણીનું આ પરિણામ?"

ગણેશે ધરતી સામે જોયું. મહેશે આગળ આવી કહ્યું: "કેળવણી લેવી એટલે રાજા કર્ણ થવું જોઈએ, કેમ?"

"દાતા કર્ણ તો નહિ, પણ માણસ જરૂર થવું જોઈએ."

મહેશે કહ્યું: "જે માણસ છે તે પૈસાનું મૂલ્ય બરાબર સમજે છે."

ભવાં ચડાવી વિનોદે કહ્યું: "પૈસા મળે એટલે તો લગ્ન કરાવશો ને?"

"જરૂર." મહેશ ચક્રવર્તીએ કહ્યું.

વિનોદ બોલ્યો: "સારું, હું ત્રણસો રૂપિયા આપીશ."

મહેશે હાથ લાંબા કરીને કહ્યું: "લાવ."

"મારી સાથે નથી લાવ્યો, આવતી કાલે મળી જશે."

મહેશે હસીને કહ્યું: "આ બધાં કામ ઉધાર રાખવા જેવાં નથી, ભાઈ! ગણેશ, ચાલ.."

વિનોદે ગણેશનો હાથ પકડી કહ્યું: "હું ખાતું પાડી આપું છું."

મહેશે કહ્યું: "એ ખાતાના આધારે શું મારે તારા પર દાવો માંડવો?"

વિનોદે કહ્યું : "ત્રણસો રૂપિયા ખાતર આપને દાવો નહિ માંડવો પડે."

"જરૂર માંડવો પડે, ભાઈ! પૈસા તો તારા વૃદ્ધ કામદારના હાથમાં છે ને? એ મખ્ખીચૂસને કોણ નથી ઓળખતું?"

વિનોદે કન્યાપક્ષવાળા પાસેથી ત્રણસો રૂપિયા ઉધાર લેવાનો પ્રયત્ન કર્યો, પણ એ પક્ષમાં એવું કોઈ નહોતું કે જે અત્યારે ને અત્યારે ત્રણસો રૂપિયા આપી શકે; એક બે માણસો આપી શકે એમ હતા, પણ તેઓ ધરતી સામે નજર ટેકવીને ઊભા રહ્યા. મહેશ ચક્રવર્તીએ પુત્રનો હાથ ખેંચતાં કહ્યું : "ચાલ હવે..."

વિનોદે રૌદ્ર અવાજે કહ્યું : "શું આપનામાં ધર્માધર્મનું જરા જેટલુંયે જ્ઞાન નથી?"

મહેશે ક્રોધથી ઉત્તર આપ્યો : "ના. તારામાં જો હોય તો કુલટાની કન્યા સાથે લગ્ન કરીને તારા ધર્મજ્ઞાનનો ડંકો વગાડ."

"જરૂર વગાડીશ." કહીને વિનોદે ગણેશનો હાથ તરછોડી દીધો અને ધરતી પર પડેલા વિપ્રદાસનો હાથ પકડી કહ્યું : "ઊઠો, હું તમારી કન્યાનો સ્વીકાર કરું છું."

વિપ્રદાસ આનંદના આવેગથી રડી પડ્યો. તેણે વિનોદને ભેટી પડી ગળગળા કંઠે કહ્યું : "તમે રાજા બનો...સંસારમાં તમે પરમ સુખ મેળવો."

બંધ થઈ ગયેલો મંગળશંખ ફરી વાર ગાજી ઊઠ્યો. વિપ્રદાસે આનંદપૂર્વક પોતાની કન્યા ઉમાનું સંપ્રદાન કર્યું.

બીજે દિવસે સવારે આ સમાચાર સાંભળીને રામજય ચંભી ગયો અને દોડતો ગૃહિણી પાસે ગયો.

સમાચાર સાંભળીને વિનોદની માતા જરા પણ ગભરાયાં કે અચકાયાં નહિ; તેમણે મંદ હાસ્ય હસતાં કહ્યું: "હવે બીજું શું થાય, રામજય! વિનુએ જ્યારે આ કાર્ય કરી નાખ્યું છે, તો આપણે પણ એનો સ્વીકાર કરવો જ પડશે. હવે તમે આપણા ગૌરવને છાજે એ રીતે વહુને લઈ આવો."

રામજય કશો જવાબ આપી શક્યો નહિ. પણ મથુરવાટીના જમીનદારની છોકરી સાથે વિનોદના સંબંધની વાતચીત ચાલતી હતી અને પહેરામણીના પાંચ હજાર રૂપિયા મળવાના હતા એ વાત ચાલી ગઈ એટલું દુઃખ રામજયના હૈયામાં થયું.

અને બીજી એક વ્યક્તિને ભારે મનદુઃખ થયું: તે મહેશ ચક્રવર્તી. વિનોદના વર્તનથી ચક્રવર્તી મહાશય પોતાની જાતને અપમાનિત થયેલી માનવા લાગ્યા અને વિનોદે આ પંચાત ઊભી ન કરી હોત તો આઠસોના બદલે અગિયારસો રૂપિયા જરૂર હાથમાં આવત, એમ સમજવા લાગ્યા. તેઓ આ અપમાનનો બદલો લેવા માટે કોઈ સુયોગની રાહ જોવા લાગ્યા. પરંતુ વિનોદ પૈસેટકે, માન-મર્યાદામાં અને બધી રીતે સંપૂર્ણ હતો એટલે એવા સુયોગ માટે રાહ જોવાનું તેમણે નક્કી કર્યું.

**ર**ત્નેશ્વર રાયના વાર્ષિક શ્રાદ્ધ વખતે વિનોદ ગામના બ્રાહ્મણ, કાયસ્થ, શૂદ્ર બધાને આમંત્રણ આપતો; તે વર્ષે પણ તેણે અગાઉની માફક બધાને નિમંત્રણ આપીને પિતાના શ્રાદ્ધની તૈયારી કરવા માંડી, પરંતુ મહેશ ચક્રવર્તીનું કાવતરું ત્યારે રચાઈ ગયું હતું. એટલે શ્રાદ્ધના દિવસે મધ્યાહ્નસમયે ગામના ઘણા બ્રાહ્મણ-કાયસ્થોએ નિમંત્રણનો અસ્વીકાર દર્શાવ્યો. આ સાંભળીને રામજય રોષથી સળગી ઊઠ્યો. તેણે કહ્યું: " રતનરાયના પુત્રને નાતબહાર મૂકવાની તાકાત કોનામાં છે? દિકરાઓને ઢસરડીને લઈ આવીશ અને જમાડીશ."

રામજયના ગર્વભર્યા શબ્દોથી ગામલોક વધારે ઉગ્ર બની ગયા; જે લોકો નિમંત્રણ સાચવવા આવ્યા હતા, તે લોકો પણ રોષે ભરાયા. અને બધા સંપીને બોલ્યા : " રતનરાયના પુત્રે એક વેશ્યાની કન્યાને ઘરમાં બેસાડી છે; જ્યાં સુધી એ હશે ત્યાં સુધી અમે રતનરાયના ઘરનું અન્નજળ નહિ સ્વીકારીએ."

ગૃહિણી અન્નપૂર્ણા લમણા પર હાથ દઈને બેઠી. વિનોદે આવીને કહ્યું : " મા ! "

અન્નપૂર્ણાએ કહ્યું : "આટલા દિવસોનું કર્યું કારવ્યું બધું ચાલ્યું ગયું, વિનોદ."

વિનોદે કહ્યું : "કશું નહિ જાય મા, મેં પાલખી બોલાવવાની વ્યવસ્થા કરી છે."

ગૃહિણીએ વિસ્મયપૂર્વક કહ્યું : "પાલખી ? પાલખીની શી જરૂર છે ?"

"જેને ખાતર આ ધર્મસંકટ ઊભું થયું છે, તેને બીજે કોઇ સ્થળે મોકલી દઇશ."

ગૃહિણીએ કહ્યું : "કોને ? વહુને ? ભાઇ ! વહુ તો મારા ઘરની લક્ષ્મી છે."

વિનોદે કહ્યું : "જેને લીધે મારા પિતાનું શ્રાદ્ધ વણસી જાય, રાય વંશનું માથું નીચું નમે, તે લક્ષ્મી હોય કે સાક્ષાત્ ભગવતી હોય, આ ઘરમાં એને માટે જગ્યા નથી."

વિનોદ ઉતાવળે પગલે પોતાના ઓરડા તરફ ચાલ્યો ગયો. ગૃહિણીએ સાદ કર્યો : "વિનોદ, જરા સાંભળ."

વિનોદ પાછો ન વળ્યો. થોડી વાર પછી તે ઉમાનો હાથ પકડીને પાલખી પાસે લઈ ગયો અને તેને પોતાના હાથે પત્નીને પાલખીમાં બેસાડી.

રામજયે ગૃહિણી પાસે આવીને ભરાયેલા હૈયે કહ્યું : "મા, ઘરની લક્ષ્મી ચાલી ગઈ."

ગૃહિણીએ કશો ઉત્તર ન આપ્યો; એ તો સ્થિર ગંભીર ભાવે બેસી રહ્યાં. વિનોદે આવીને કહ્યું : "જયકાકા, બ્રાહ્મણોનાં પતરાળાં મુકાવો."

રામજયે વિનોદ પ્રત્યે ક્રોધભરી દૃષ્ટિ કરી. વિનોદ પોતે પતરાળાં મૂકવા ચાલ્યો ગયો.

ગામ લોકોને જમતાં સંધ્યા સમય થઈ ગયો. તે પછી ગૃહિણીએ વિનોદના ઓરડામાં આવીને કહ્યું: "વિનોદ!"

વિનોદ એ સમયે બારી પાસે ઊભો ઊભો ગહન વિચારમાં પડ્યો હતો. અન્નપૂર્ણા એની સામે આવીને ઊભી રહી, પુત્રના માથા પર હાથ મૂકી સ્નેહભર્યા કોમળ અવાજે બોલી: "વિનોદ, બાપ!"

વિનોદે શૂન્ય નજરે મા સામે જોયું. અન્નપૂર્ણાએ ગંભીર વેદના-ભર્યા અવાજે કહ્યું: "આ દુઃખ શામાટે છાતી પર લઈ લીધું, વિનુ?"

દબાયેલા સાદે વિનોદ બોલ્યો: "એક જ દિવસ માટે તમારા કહ્યામાં નથી રહ્યો મા, મને ક્ષમા કરો."

"મારે ક્ષમા કરવા જેવું કશું નથી, ભાઈ! હું માત્ર વિચારું છું."

વિનોદે કહ્યું: "એની વાત ભૂલી જાઓ, મા! એ ખરેખર કમભાગિની છે."

વિનોદનો અવાજ ભારે થઈ ગયો. મા પુત્રના માથા પર હાથ ફેરવતી ચૂપચાપ ઊભી રહી.

જરા રહીને વિનોદ બોલ્યો: "પણ મા..."

"શું કહે છે, વિનુ?" અન્નપૂર્ણા પુત્રની સામે પ્રેમળ નજરે જોઈ રહી.

વિનોદે કહ્યું: "પણ મારી શક્તિનો વિચાર કર્યા વગર એક બાલિકાના જીવનને મેં સાવ નિષ્ફળ બનાવી દીધું..." વિનોદની છાતી ભેદીને એક દીર્ઘ નિઃશ્વાસ બહાર નીકળ્યો.

અન્નપૂર્ણાએ કહ્યું: "નિષ્ફળ શામાટે, બેટા?"

વિનોદ કરુણ નજરે મા સામે જોઈ રહ્યો. માએ પ્રેમભર્યા અવાજે કહ્યું : "મારી વહુ તો સતી લક્ષ્મી છે, એનું જીવન કદી પણ નિષ્ફળ નહિ જાય. હા, એને કષ્ટ સહેવું પડશે...દેવી સીતાએ પણ અપાર દુઃખ ભોગવ્યું હતું."

આશાના મંદ તેજે વિનોદનું વદન પળભર માટે ઉજ્જવળ બની ગયું. અન્નપૂર્ણાએ પુત્રનો હાથ પકડીને કહ્યું : "ચાલ હવે, થોડું જમી લે."

વિનોદે ધરતી સામે નજર કરી. માએ કહ્યું : "તું નહિ જમે તો હું પણ કશું મોઢામાં મૂકી શકીશ નહિ."

વિનોદ ધ્રૂજતા અવાજે બોલી ઊઠ્યો : "મા..."

મા પુત્રનો હાથ પકડીને ચાલવા લાગી. જતાં જતાં વિનોદે કહ્યું : "જયા કાકાએ જમી લીધું ?"

ગૃહિણીએ કહ્યું : "એમને તો મેં જોયા જ નથી."

"હું તપાસ કરું છું." કહીને વિનોદ તુરત જ બહાર નીકળી ગયો.

વિનોદે જઈને જોયું તો રામજય કાકા પોતાની નાની બેઠકમાં ઢગલાબંધ ચોપડાઓ વચ્ચે મન પરોવીને હિસાબ–લેખાં કરતા બેઠા છે. વિનોદે કહ્યું : "જયાકાકા !"

રામજયના હાથની કલમ વધુ વેગથી ચાલવા લાગી. વિનોદે નજીક આવી કલમ ખેંચી લીધી. રામજયે લાલ આંખો કરી વિનોદ સામે જોઈને નીચી નજર ઢાળી. વિનોદે કહ્યું : "અત્યારે તે આ બધો હિસાબ કરવાનો હોય ?"

માથા પર હાથ ફેરવતાં રામજય બોલ્યો : બધો હિસાબ તૈયાર કરી રાખું છું."

"વિનોદે કહ્યું : "હિસાબ તૈયાર કરવાનો શું બીજો સમય નહિ મળે ?"

"કદાચ ન મળે." કહીને રામજયે કલમ હાથમાં લીધી.

વિનોદે કહ્યું : "હમણાં હિસાબ પડતો મૂકો, જમવાનું હજી બાકી છે !"

રામજયે કશો ઉત્તર ન આપતાં આંગળીના વેઢે રકમનો સરવાળો ગણવો શરુ કર્યો. વિનોદે એનો હાથ પકડી કહ્યું : "ચાલો, ઊઠો."

"થોડી વાર પછી આવું છું."

"પણ મા હજી સુધી કશું જમ્યાં નથી."

પોતાના મનમાં કંઇક ગણુગણીને રામજય ચોપડો બંધ કરીને ઉઠ્યો અને વિનોદની પાછળ રવાના થયો.

ત્યાર પછી વિનોદ દાકતરી પરીક્ષામાં પાસ થયો, અને કલકત્તામાં જઈ ધંધો કરવાની ઇચ્છા પ્રગટ કરી. પણ માએ તો કહ્યું : "ભાઇ, મોટા શહેરમાં મોટા માણસોને જોવાવાળા ઘણા દાક્તરો હોય છે, પણ અહીં ગામડાના ગરીબ માણસોને તપાસનાર કોઇ નથી."

એટલે વિનોદ કલકત્તામાં દવાખાનું ન ખોલી શક્યો. ઘરમાં જ

તેણે દવાખાનું શરુ કર્યું, ધંધો ખુબ જામ્યો; સવારમાં જ દરદીની આવક કરતાં પૈસાની આવક ઘણી ઓછી થતી. રામજયે એક મહિનાનો હિસાબ ગણીને માને કહ્યું: "આ મહિનામાં ત્રણસો રૂપિયાનું દવાનું ખર્ચ થયું છે, મા."

ગૃહિણીએ હસીને કહ્યું: "બસ, ત્રણસો રૂપિયા?"

રામજય ચોપડો લઈને ચાલ્યો ગયો. તેણે નક્કી કર્યું કે હવે ત્રણને બદલે પાંચ આંકડા થાય તો પણ માને ન કહેવું.

ધંધો ચાલ્યો, કીર્તિ ફેલાવા માંડી, પૈસા સાવ નહોતા મળતા એમ પણ નહોતું. આ તરફ ઉમાની કશી ખબર કાઢવામાં ન આવી. રામજયે તપાસ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ વિનોદની સંપૂર્ણ અસમ્મતિ જોઈને તે વધુ સાહસ કરી શક્યો નહિ.

મહેશ ચક્રવર્તી હમણાં હમણાં વિનોદના સાચા શુભચિંતક થઈ પડ્યા હતા. વેશ્યાપુત્રીનો ત્યાગ કરીને વિનોદે રત્નેશ્વર રાયની આબરૂ જાળવી છે, એ વાતનો ઉલ્લેખ કરીને તેઓ હંમેશાં વિનોદની પ્રશંસા કરતા અને થોડા જ સમયમાં કોઈ રાજકન્યા સાથે વિનોદનાં લગ્ન થશે, એવી ભવિષ્યવાણી પણ પોકારતા. આવા શુભચિંતકના ટાલ પડેલા મસ્તક પર જોરથી મુક્કો મારવા માટે રામજયના હાથ વારંવાર થનગની રહેતા, પણ વિનોદના ભયથી તેઓ પોતાની ઇચ્છા પૂરી કરી શકતા નહોતા.

એક દિવસે વાત વાતમાં ત્યક્તા પત્નીનો પ્રસંગ ઉપસ્થિત થતાં ચક્રવર્તી મહાશયે ધર્મરક્ષા અર્થે ઉમાને દર મહિને કંઈક સહાય મોકલવી જોઈએ એવી વાત રજૂ કરી.

એ સાંભળીને રામજયે કહ્યું: "ચક્રવર્તી મહાશય, કોઈ ગાયને મારી નાખે તો એનું પ્રાયશ્ચિત્ત શું?"

ચક્રવર્તીએ ઉત્તર આપ્યો : "પ્રાજાપત્ય વ્રત."

રામજયે હસીને કહ્યું : "કોઈ કોઈ તો એમ કહે છે કે બ્રાહ્મણને જોડાનું દાન આપવું."

આ વાત સાંભળીને ઘણા માણસો હસી પડયા. ચક્રવર્તી મહાશય પણ હસી પડયા, પરંતુ એ હાસ્ય એમના અંતરનું નહોતું, એ માત્ર રામજય જ સમજી શકયો.

આ રીતે બે વર્ષ વીતી ગયાં. વિનોદના સંબંધની માગણીઓ આવવા લાગી. રામજયે જ્યારે જોયું, કે ત્યકતા વહુને ફરી વાર સ્વીકારવી અસંભવ છે, ત્યારે તેણે નછૂટકે ગૃહિણી સમક્ષ વાત રજૂ કરી, વહુનો ત્યાગ કરીને એના ભરણપોષણની વ્યવસ્થા ન કરવી એ યોગ્ય નથી, એટલે એને દર મહિને કંઈક મોકલવું જોઈએ.

અન્નપૂર્ણા આ વાતમાં સંમત થઈ. એટલે રામજય પોતે આ બાબતનો બંદોબસ્ત કરવા વિનોદના સાસરે ગયો. પણ ત્યાં જઈને તેણે સાંભળ્યું, કે વિપ્રદાસ તો ગામ છોડીને પુત્રી સાથે કલકત્તા ચાલ્યા ગયા છે, એકના એક પુત્રનું અવસાન થતાં તેઓ આ ગામમાં ન રહી શકયા.

કલકત્તામાં જે બે–ચાર માણસો પરિચિત હતા, તેની મારફત રામજયે તપાસ શરુ કરાવી, પણ વિપ્રદાસ કે તેની પુત્રીની કશી ખબર ન મળી. એટલે સૌએ ઉમાની આશા છોડી દીધી. રામજય વિનોદને ફરી વાર સંસારી કરવાના પ્રયત્નમાં પડયો.

પરંતુ અન્નપૂર્ણા પુત્રને સંસારી કરવાના પ્રયત્નમાં જોઈએ તેવી કાળજી નહોતાં રાખતાં. પત્નીનો ત્યાગ કરીને વિનોદે હૃદયમાં

કેટલો ગંભીર આઘાત ઝીલ્યો છે, તે તેઓ બરાબર સમજી ગયાં હતાં, તેથી જ તેઓ વિનોદના હૈયાના ઘાને રૂઝાવા માટે સમય જતો કરી રહ્યાં હતાં; લગ્નની વાત કાઢીને પુત્રના ઘા પર તેઓ નીમક છાંટવા જરાયે તૈયાર નહોતાં. માતા પુત્ર પર સ્નેહનો અધિકાર રાખી શકતી, પણ તેના દુઃખનો અધિકાર નહિ.

બે–ચાર વાર પ્રયત્ન કરીને જ્યારે રામજયે જોયું, કે મા પુત્રના લગ્ન માટે સંપૂર્ણ બેદરકારી દાખવે છે, ત્યારે તે પણ ટાઢો પડ્યો. વિનોદ તો પોતાના દાક્તરી વ્યવસાયમાં અને પુસ્તકોના ઢગલા વચ્ચે દિવસો વિતાવવા લાગ્યો.

આ રીતે જ્યારે દિવસો વીતી રહ્યા હતા, ત્યારે એકાએક પુત્રની વાતમાંથી હળવો ઇશારો નીરખીને માની આશા સજાગ બની.

બીજે દિવસે અન્નપૂર્ણા દેવી દક્ષિણપાડામાં પંચાનંદની પૂજા કરવા ગયાં અને વળતાં વ્રજ બાબુને ઘેર આવ્યાં. ત્રિપુરાસુંદરીએ એમનો માનપૂર્વક સત્કાર કર્યો. અન્નપૂર્ણાએ ઘણી વાર બેસીને વાતો કરી, વાતવાતમાં એ લોકોની સાંસારિક પરિસ્થિતિ જાણી લીધી; મણિને જોઈ, જોઈને એના રૂપની પ્રશંસા કરી. છેવટે વાત વાતમાં એવો આભાસ દર્શાવ્યો કે જેની ત્રિપુરાસુંદરીને કલ્પના પણ નહોતી. અન્નપૂર્ણાના ગયા પછી તેણે તુલસીક્યારે માથું નમાવી આશાની સફળતા ખાતર ભગવાનને પ્રાણભરી પ્રાર્થના કરી.

અન્નપૂર્ણાએ સાંજના વખતે વિનોદને બોલાવી કહ્યું: “આજ હું વ્રજ મુખુજ્યેને ઘેર ગઈ હતી.”

વિનોદ આગ્રહભરી નજરે માના ચહેરા સામે જોઈ રહ્યો. અન્નપૂર્ણાએ કહ્યું : “મણિને જોઈ, ખૂબ સુંદર છોકરી છે.”

વિનોદ ચૂપ રહ્યો. ધીમું હાસ્ય હસતાં માએ કહ્યું : “પણ ભાઈ, પૈસા આપીને હું એ લોકોને સહાય કરી શકીશ નહિ.”

વિનોદે વિસ્મય સહિત પ્રશ્ન કર્યો : “કેમ મા ?”

"એથી એ લોકોનું અપમાન થશે. અને મને લાગે છે કે મણિની મોટીબા આવું અપમાન માથા પર લેવા તૈયાર નહિ થાય."

વિનોદે કહ્યું: "એ વાત સાચી છે."

"તો પછી એકદમ કરવું જોઈએ, એક સરસ મૂરતિયાની તપાસ કર."

વિનોદે મોઢું નીચું રાખી ઉત્તર આપ્યો: "પણ સારો મૂરતિયો પૈસા વગર નહિ મળી શકે."

અન્નપૂર્ણાએ સહાસ્ય વદને કહ્યું: "એ ગમે તેમ હોય, વગર પૈસે એક સારો મૂરતિયો જોઈએ જ."

વિનોદ હસ્યો; એણે કહ્યું: "આકાશનો ચંદ્ર મેળવી શકાય, પણ સારો મૂરતિયો એમ ને એમ મેળવવો એ સંભવ નથી."

માએ કહ્યું: "સંસારમાં અસંભવ કંઈ નથી, વિનુ."

વિનોદે કહ્યું: "ઘણી વાતો અસંભવ છે મા, દાખલા તરીકે વામનની ચંદ્ર પકડવાની ઇચ્છા."

"પણ જે વામન નથી, એને માટે ચંદ્ર પકડવો એ કદાચ અસંભવ ન બને."

માની વાતનો મર્મ ન સમજતાં વિનોદ બોલ્યાચાલ્યા સિવાય બેસી રહ્યો. અન્નપૂર્ણાએ કહ્યું: "પણ હું એ લોકોને આશ્વાસન આપીને આવી છું."

"કઈ બાબતનું આશ્વાસન આપ્યું છે, મા?"

"એક સારો મૂરતિયો શોધી આપીશ, એવું કહીને આવી છું."

વિનોદે માથા પર હાથ ફેરવતાં કહ્યું: "પણ મળશે ક્યાંથી?"

"એ ભાર તારા ઉપર છે."

ચમકીને વિનોદ બોલ્યો: "મારા ઉપર? પણ હું ક્યાંથી મેળવું?"

જરા હસીને માએ કહ્યું: "નહિ મેળવી શકે તો તારી મા અસત્યવાદી ઠરશે."

વિનોદ ગંભીર વિચારમાં પડ્યો. એટલે માએ પૂછ્યું: "શું વિચારે છે?"

વિનોદે કહ્યું: "આ ભાર અત્યંત મુશ્કેલ છે."

અન્નપૂર્ણાએ કહ્યું: "પણ મેં તો યોગ્ય પાત્રના જ હાથમાં એ ભાર સોંપ્યો છે."

વિનોદે સ્થિર નજરે માના મોઢા સામે જોઈને આવેગથી દબાયેલા અવાજે કહ્યું: "મા!"

માએ પુત્રનો હાથ પોતાના હાથમાં લઈને સ્નિગ્ધ મૃદુ સ્વરે કહ્યું: "તારા હૈયામાં કેટલી વ્યથા છે, તે હું જાણું છું, વિનોદ! પરંતુ સાથે સાથે તારી માના હૃદયમાં કેવી વ્યથા છે, એ કદી તેં વિચારી જોયું છે?"

વિનોદે બંને હાથે મોઢું ઢાંક્યું, અન્નપૂર્ણા ધીરે ધીરે પુત્રના માથા પર હાથ ફેરવવા લાગી.

ત્યાર પછી સંસાર–વ્યવહારની વાતો થઈ. મહેસૂલ ઉઘરાવવાની વાત, માસિક ખરચની વાત, હીરૂ પાલના દીકરાના વર્તનની વાત વગેરે ઘણી વાતો થઈ. વાતોમાં ને વાતોમાં રાત પડી ગઈ. રસોયણ વિનોદની થાળી પીરસીને લઈ આવી. મા સામે બેસીને પુત્રને જમાડવા લાગી. પરંતુ વિનોદ આજ પૂરું જમી શક્યો નહિ. ત્યારપછી અન્નપૂર્ણાએ પુત્રને શાંતિથી સૂઈ જવાનો આદેશ આપ્યો.

વિનોદ પોતાના શયનખંડમાં ગયો અને બત્તી બુઝાવી પથારીમાં પડ્યો. પરંતુ આંખમાં નિદ્રા ન વસી. ઘડીક આમતેમ પડખાં ફેરવીને બેઠો થયો અને પુનઃ બત્તી સળગાવી. ત્યાર પછી ટેબલનું ખાનું ખોલી તેમાંથી એક સુંદર પાકીટ બહાર કાઢ્યું. એ પાકીટમાં એક પત્ર

હતો. વિનોદ ખુરશી પર બેસી, બત્તીને જરા નજીક ખેંચી લાવી પત્ર વાંચવા લાગ્યો.

પત્ર ઘણા દિવસો પહેલાંનો હતો, લગભગ બે વરસ પહેલાં લખાયેલો. પત્રમાં લખ્યું હતું :—

" સ્વામીના ચરણમાં,

લગભગ એક વર્ષ પછી તમને પત્ર લખું છું. પરિત્યક્તા નારી પત્ર લખે એમાં દોષ તો નથી ને? દોષ હોય કે ન હોય, પણ હું પત્ર લખ્યા વગર રહી શકતી નથી. આટલા દિવસો સુધી શા માટે મેં પત્ર નહોતો લખ્યો? શું રોષને લીધે? ના, રોષ નહોતો, પણ પત્ર લખવાનું સાહસ કરી શકતી નહોતી.

રોષ? શા માટે રોષ થાય? આપે મારો ત્યાગ કર્યો છે, પણ એ વાંક કંઈ તમારો નથી, વાંક મારો છે...મારા ભાગ્યનો છે. મારું ભાગ્ય ઘણું નબળું છે. ત્રણ વર્ષની ઉમ્મરે માવિહોણી થઈ, બાર વર્ષ પછી ફરી વાર માનાં દર્શન થયાં, અને મેળવ્યા તમને. તમે...તમે કોણ છો, એ હું કહી શકતી નથી. દેવતાઓની વાતો સાંભળીછે, કોઈ દિવસ નજરે નથી જોયા, એટલે હું નથી કહી શકતી કેતમે દેવતા કરતાં પણ મહાન છો કે નહિ. પરંતુ ભાગ્યના દોષે મેં બધું ગુમાવ્યું. જીવનનું સુખ—સ્વપ્ન માત્ર ૭ માસમાં જ વેરણછેરણ થઈ ગયું. શું આ મારા ભાગ્યનો દોષ નથી?

" મારો ત્યાગ કરીને તમે કદાચ—કદાચ શા માટે, જરૂર મનમાં ખૂબ જ દુઃખી થયા હશો. પરંતુ મારી પ્રાર્થના છે, તમે મારે ખાતર જરા પણ દુઃખ ન ભોગવશો. મને કોઈ પ્રકારનું કષ્ટ નથી, મેં તમારો સહવાસ ગુમાવ્યો છે, પણ તમને તો નથી જ ગુમાવ્યા. તમે તો મારા મનમાં, દેહમાં,

આસપાસ, આ ભવે, પરભવે ચિરસ્મરણુ બનેલા છે. ભગવાન રામે પ્રજાના સંતોષને ખાતર સીતાજીને વનમાં મોકલ્યાં હતાં, તમે વંશમર્યાદાનું રક્ષણુ કરવા ખાતર મારો ત્યાગ કર્યો છે. તમારા જેવા કર્તવ્યપરાયણુ મહાપ્રાણુ સ્વામી કેટલી સ્ત્રીઓના ભાગ્યમાં હશે? મને એ સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું, પણુ મારા નસીબથી સુખ જીરવી શકાયું નહિ. હું પણુ દેવી સીતાની માફક રાતદિવસ પ્રભુ પાસે પ્રાર્થના કરી રહી છું, કે અનંત જન્મો સુધી તમને જ સ્વામી તરીકે પામું, પણુ ફરીવાર તમારી ચરણુસેવાથી વંચિત ન બનું."

વિનોદ ઘડીભર બારી બહાર દેખાતા અનંત આકાશમંડળ સામે જોઈ રહ્યો. ત્યારપછી ફરીવાર વાંચવા લાગ્યો:—

"મને જો કંઈ પણુ કષ્ટ હોય, તો તે તમારા પૂરતું જ. મારો ત્યાગ કરીને તમે શું લઈને રહેશો? મેં સાંભળ્યું છે, કે તમે ફરીવાર લગ્ન કરવા નથી ઇચ્છતા. શું એ સાચું છે? કેમ? કોને ખાતર? આ વાત સાંભળીને મને ખૂબ જ ગર્વ થયો હતો, આનંદનાં અશ્રુઓ પણુ રોકી શકી નહોતી...આજ પણુ નથી રોકી શકતી. પરંતુ હાય, તમારું વિષાદથી શ્યામ બનેલું વદન મારા આનંદ આડે ખડું થાય છે. છી છી, તમારા એ દુ:ખ પાસે મારું સુખ? લોકો ગમે તે કહે; મારી સતી સાધ્વી મા સ્વર્ગમાં ગઈ છે, હું એની જ પુત્રી છું.

"હું તમારી પાસેથી કશું નથી ઇચ્છતી, કેવળ એક વસ્તુની ભિક્ષા માગું છું. મારી આ માગણી સ્વીકારશો? તમે ફરીવાર પરણો, મારા જીવના સોગંદ છે, તમે જરૂર પરણો. તમે એમ ન માનશો કે એથી મને દુ:ખ થશે. હું સત્ય કહું છું, મને જરા પણુ દુ:ખ નહિ થાય. હું હિંદુ સ્ત્રી છું, સ્વામી એ હિંદુ

સ્ત્રીની એક જ માત્ર સંપત્તિ છે...સર્વસ્વ છે, સ્વામીના સુખમાં જ સ્ત્રીનું સુખ છે. જે દિવસે હું સાંભળીશ કે તમે ફરી વાર લગ્ન કર્યાં છે, તે દિવસે આ જગતમાં મારા જેવું સુખી કોઈ નહિ હોય. સાચું કહું છું, તમે મારો ફરીવાર સ્વીકાર કરો તો પણ મને આટલું સુખ નહિ મળે.

"એક સ્ત્રીને ખાતર તમે તમારું જીવન નષ્ટ ન કરશો. ફરીવાર કહું છું, જો તમે મને એક દિવસ માટે પણ ચરણોમાં સ્થાન આપી શક્યા હો, હૃદયથી ચાહી શક્યા હો, તો જરૂર ફરીવાર લગ્ન કરજો. બસ.

—દાસી ઉમા"

વિનોદે આ પત્ર એક વાર, બે વાર, ત્રણ વાર વાંચ્યો. ત્યારપછી પત્ર સાચવીને મૂકી દીધો અને તે લમણે હાથ દઈ વિચારમાં પડ્યો. પરંતુ લમણે હાથ દેવા છતાં પણ આંખનાં આંસુ ન રોકાયાં, એ તો સ્મૃતિનાં ઝરણની માફક વહેવા જ માંડ્યાં.

**રમાનાથ** શનિવારે ઘેર આવીને જ્યારે નાસ્તો કરવા બેઠો, ત્યારે મમરાને બદલે માવાના પેંડા જોઈને વિસ્મય સહિત બોલ્યો: "આ વળી શું મોટીબા ?"

મોટીબાએ કહ્યું: "ખાઇ જોને; માવાના પેંડા છે."

રમાનાથે કહ્યું: "પેંડા છે એ તો હું જોઈ શક્યો છું, પણ તે આવ્યા ક્યાંથી ?"

મોટીબાએ કહ્યું: "કેમ, ક્યાંયથી ન આવી શકે ?"

હસતાં હસતાં રમાનાથ બોલ્યો: "આવે નહિ શા માટે ? ભગવાન કરે, હંમેશ આવે. પણ આવ્યા કોને ત્યાંથી, એ જ જાણવા ઇચ્છું છું."

"એ જાણ્યા વગર શું ન ખાઈ શકાય ?"

રમાનાથે માથું હલાવતાં કહ્યું: "ઊંહું, જુઓ મોટીબા, દરેક વસ્તુની ઉત્પત્તિ, સ્થિતિ જાણીને જ તેનો વ્યવહાર કરવો જોઈએ. તેમાંય ખાસ કરીને જે વસ્તુનો પેટ સાથે નિકટ સંબંધ છે, તે વસ્તુની ખાતરી તો જરૂર કરવી જ જોઈએ."

મોટીબાએ હસીને કહ્યું: "સારું સારું, એ બધી ખાતરી કરાવું છું, તું પ્રથમ મોઢામાં તો મૂક."

ખીંટી પરથી માળા લઈને મોટીબા રમાનાથ સામે બેઠાં. રમાનાથે એક પેંડો મોઢામાં મૂકી, આંખો મીંચીને કહ્યું: "ખૂબ સરસ!"

મોટીબાએ કહ્યું: "તને આજે એવા સમાચાર આપીશ કે જે આ પેંડા કરતાંયે સરસ છે."

રમાનાથે હસીને કહ્યું: "તો પછી ઘડીક ધીરજ રાખો મોટીબા, પ્રથમ આ પેંડાની સદ્‌ગતિ કરી લઉં. સારી વસ્તુના ભાન પછી નબળી વસ્તુ નથી ગમતી."

રમાનાથે ઉતાવળે ઉતાવળે નાસ્તો કરી પાણી પી લીધું; ત્યાર પછી ટુવાલથી મોઢું લૂછીને કહ્યું: "હવે તમે સરસ સમાચાર કહો."

મોટીબાએ કહ્યું: "પહેલાં તું જ કહે, આ પેંડા ક્યાંથી આવ્યા હશે?"

રમાનાથે જરા વિચારીને કહ્યું: "મારી કલ્પના કામ નથી કરી શકતી."

હસીને મોટીબા બોલ્યાં: "ધન્ય છે તારી કલ્પનાને! ઘરમાં મોટી કન્યા હોય ત્યારે પેંડા ક્યાંથી આવતા હશે?"

રમાનાથ વિસ્મયથી ફાટી આંખે મોટીબા સામે જોઈ રહ્યો.

મોટીબાએ કહ્યું: "આટઆટલી દોડાદોડ કરીને તું કશું ન કરી શક્યો, પરંતુ મેં તો ઘેર બેઠાં જ બધું નક્કી કરી દીધું."

રમાનાથે વિસ્મય સહિત પ્રશ્ન કર્યો: "બધું નક્કી?"

"હા, બધું નક્કી. કાલ તારે આશીર્વાદ આપી આવવાના રહે છે. વદી અગિયારસનાં લગ્ન આવે છે."

"એકદમ લગ્ન?"

"તે એમાં ઢીલ હોય? તું તો મૂરતિયો શોધવામાં જ રહી ગયો."

મોટીબાએ ગર્વભર્યું હાસ્ય વેર્યું; રમાનાથનો ચહેરો ગંભીર બની ગયો. મોટીબાએ કહ્યું: "જેવો વર છે, તેવું જ ઘર છે. તું જેવું ઇચ્છે છે તેવું છે; તેથી જ તને પૂછ્યા વગર બધું નક્કી કરી નાખ્યું છે."

રમાનાથે કપાળ પર આંગળી ઘસતાં ઘસતાં કહ્યું: "ક્યાં નક્કી કર્યું?"

"આ ગામમાં જ."

"પણ આ ગામમાં એવું કોણ હતું?"

"છે ભાઈ છે, વિનોદ દાક્તરને તું નથી ઓળખતો?"

"ઓહ્, વિનોદરાય? જેણે પોતાની સ્ત્રીનો ત્યાગ કર્યો છે તે?"

"હા. પણ એણે કાંઈ પોતાની ઇચ્છાથી સ્ત્રીનો ત્યાગ નથી કર્યો, પાંચ માણસોના ભયથી ત્યાગ કર્યો છે. પત્નીનો ત્યાગ કર્યા પછી આજ સુધી એણે લગ્ન પણ નથી કર્યું."

જરા હસીને રમાનાથ બોલ્યો: "પણ હવે તો લગ્ન કરવા તૈયાર થયેલ છે ને?"

"તે ન કરે? મોટા ઘરનો છોકરો, શું સદાકાળ ઉદાસી રહે? એ સિવાય રહસ્યની પણ એક વાત છે."

"શી વાત?"

"વિનોદ મણિને ચાહે છે."

"કોણે કહ્યું?"

"કહે કોણ? હું જ એના વર્તન પરથી સમજી ગઈ છું, અને એની માની વાતમાં પણ એવો જ ઇશારો હતો."

"એટલે ?"

"એટલે શું વળી ? આવો મોટો માણસ, ભણેલો ગણેલો, મોટો ડાક્તર, છતાં પહેરામણી માટે રાતી પાઈ લેવા નથી ઇચ્છતો, માત્ર કન્યા ઇચ્છે છે. અન્નપૂર્ણા પોતે એ દિવસ આવીને જોઈ ગયાં. આજ વળી થાળી ભરીને પેંડા લઈ આવ્યાં હતાં. આટલું બધું કરવાનું કારણ ? શું દેશમાં રૂપાળી કન્યા બીજી છે જ નહિ ?"

રમાનાથ જરા હસ્યો; તેણે કહ્યું : "કન્યાઓ તો ઘણી છે, પણ શોક્ય ઉપર કોણ કન્યા આપે ?"

"શોક્ય શેની ? ઉમાનો તો ત્યાગ કર્યો છે."

રમાનાથે કહ્યું : "પાંચ માણસના ભયથી ત્યાગ કર્યો છે અને પાંચ માણસોનો મત મળશે એટલે ઘેર લાવી શકશે. ત્યારે ?"

મોટીબા શંકાભરી નજરે રમાનાથના મોઢા સામે જોઈ રહ્યાં. રમાનાથે કહ્યું: "ત્યારે તો કદાચ મણિનો ત્યાગ કરીને ઉમાને ગ્રહણ કરશે."

મોટીબાએ કહ્યું : "ના, એમ ન બને; એ મણિને ચાહે છે."

"એ વાત જવા દો મોટીબા, મોટા માણસની ચાહના અને મુસલમાન મુરઘી પાળે એ બેય સરખાં છે. જે માણસ એક સ્ત્રીનો ત્યાગ કરીને બીજી સ્ત્રીનો સ્વીકાર કરે, તે માણસની ચાહના કેવી હોય, એ સહેલાઈથી સમજી શકાય તેવું છે."

મોટીબાએ માળાવાળો હાથ ઢીંચણ પર ટેકવીને કહ્યું : "આ તું શું બોલે છે, રમુ ?"

"જે સત્ય છે તે."

"પણ મેં વચન આપી દીધું છે."

રમાનાથે કહ્યું: "મોઢાની વાત પાછી વાળી શકાશે, લગ્ન થઈ ગયા પછી કશું નહિ કરી શકાય."

"પણ મારાથી હવે શું કહેવાય?"

"લગ્ન નહિ થઈ શકે...એટલું જ કહેવાનું."

"મારાથી એમ નહિ કહી શકાય."

"ભલે, હું કહીશ."

મોટીબા ચૂપચાપ વિચારવા લાગ્યાં, રમાનાથ ઊભો થયો. મોટીબા બોલ્યાં: "ના રમુ, એવું કહેવાની જરૂર નથી."

રમાનાથે જરા ચિડાઈને કહ્યું: "તો પછી?"

"આવો મૂરતિયો હાથમાંથી જતો ન કરવો જોઈએ. ઉમાનો સ્વીકાર એ લોકો કરવાના જ નથી, અને કદાચ કરે તો શું થયું? આગળના માણસો તો ચાર પાંચ સ્ત્રીઓ પરણતા."

"મોટી બહાદૂરી કરતા હતા, પણ એ સત્યુગ હવે નથી રહ્યો, મોટીબા."

"ભલે ન રહ્યો, પણ હું આ સંબંધ તોડી શકીશ નહિ."

રમાનાથે કહ્યું: "તમારે નહિ તોડવો પડે, હુંજ તોડી નાખીશ."

મોટીબા રોષે ભરાયાં; તેમણે કહ્યું: "તો પછી હું તારી કોઈ પણ વાતમાં વચ્ચે નહિ આવું."

જરા હસીને રમાનાથ બોલ્યો: "મોટીબા, તમે જરા વિચાર કરો, મણિના હિતને ખાતર કડવો ઘૂંટડો ગળી જવો જોઈએ."

રમાનાથ બહાર ચાલ્યો ગયો; મોટીબા જડવત્ થઈને બેસી રહ્યાં.

મણિ આવીને બોલી: "મોટીબા!"

મોટીબા કશું બોલ્યાં નહિ. ઘડીક રાહ જોઈને મણિ બોલી: "મોટીબા!"

મોટીબાએ મણિ સામે જોઈ ક્રોધભર્યા ગંભીર અવાજે કહ્યું: "કેમ?"

મોટીબાનું ગંભીર વદન અને એથીયે ગંભીર એમનો અવાજ સાંભળીને મણિ વિસ્મય પામી; ધીરેધીરે તેણે પ્રશ્ન કર્યો: "શું થયું છે, મોટીબા?"

મોટીબાએ રોષભર્યા અવાજે કહ્યું: "મારું શ્રાદ્ધ!"

મણિ મોઢું દબાવીને હસી. મોટીબાએ ક્રોધથી દબાયેલા અવાજે કહ્યું: "દૂર થા મણિ, હું તારી દુશ્મન છું; દુશ્મન સામેથી ચાલી જા."

મોટીબાએ મોઢું ફેરવી લીધું; એમના હાથની માળા ઝડપી ગતિએ ફરવા લાગી.

**મણિ** શિવપૂજન કરી રહી હતી. માટીની બનાવેલી એક નાનીશી શંકરમૂર્તિ સન્મુખ રાખી, એના પર પુષ્પો અને બિલ્વપત્ર ચડાવી, આંખો બંધ કરીને તે બોલી રહી હતીઃ—

"नमः शिवाय शान्ताय, कारणत्रय हेतवे ।
निवेदयामि आत्मानं, त्वं गतिः परमेश्वर ॥"

ભીંજાયેલા દીર્ઘ કેશ પીઠ પર ઝૂલી રહ્યા હતા; સુંદર વદન પર ભક્તિનો નિર્મળ પ્રકાશ ખીલી ઊઠયો હતો; કપાળ પર ચંદનનું તિલક શરદ્‌ની ઉષાના નિર્મળ હૈયે ઝૂલતા પ્રભાતસૂર્યની માફક શોભી રહ્યું હતું. મણિ ભક્તિભર્યા અવાજે બોલી રહી હતીઃ—

"नमस्तुभ्यं विरूपाक्ष, नमस्ते दिव्यचक्षुषः ।
नमः पिनाकहस्ताय, वज्रहस्ताय वै नम ॥"

એકાએક પાછળથી કોઈનું દબાયેલું હાસ્ય સાંભળીને મણિ ચમકી ઊઠી. પાછળ નજર કરી તો વિનોદ ઊભો છે. મણિ એકદમ માથા પર છેડો લેવા ગઈ, પણ પીઠ પર ઝૂલતા વાળને કારણે એ કાર્ય એકદમ પૂરું ન થયું. વિનોદે મંદ હાસ્યપૂર્વક કહ્યુંઃ "રહેવા દે, રહેવા દે, હું ચાલ્યો જાઉં છું, મોટીબા ક્યાં છે?"

મણિએ મસ્તક નમાવી ધીમે અવાજે કહ્યુંઃ "સ્નાન કરવા ગયાં છે."

મણિ એક બિલ્વપત્ર લઈને નખ વડે ખોતરવા લાગી. વિનોદે કહ્યું: "તારી પૂજામાં મેં વિઘ્ન ઊભું કર્યું, કેમ?"

શરમથી દબાયેલા અવાજે મણિ બોલી: "મારી પૂજા પૂરી થઈ ગઈ છે."

"તું સંસ્કૃત શ્લોકો ખૂબ સરસ બોલી શકે છે!"

મણિએ શરમથી માથું નમાવ્યું. વિનોદ બોલ્યો: "શિવપૂજા તો કરી રહી છે, પણ શિવ જેવો સ્વામી ન મેળવી શકી!"

વિનોદ હસ્યો. મણિ સહાસ્ય વદને બોલી: "પણ મારે શિવ જેવા સ્વામીની જરૂર નથી."

"ત્યારે શું શિવના અનુચર જેવો સ્વામી ઇચ્છે છે?"

"ના; હું ઇચ્છું છું માત્ર માનવ..."

"વિનોદે કહ્યું: "મને લાગે છે કે શિવે તારી આ પ્રાર્થના પણ નહિ સાંભળી હોય."

વિનોદ તરફ એક હળવો કટાક્ષ કરીને મણિએ નજર ફેરવી લીધી. વિનોદે કહ્યું: "તું તારી પૂજા પૂરી કર...હું હવે જાઉં છું."

"બેસશો નહિ?"

"બેસવા માટે જ આવ્યો હતો, પણ હવે મને લાગે છે કે ન બેસવું એ ઠીક છે. તારા રમુભાઈ ક્યાં છે?"

"બજારમાં ગયા લાગે છે."

"ત્યારે હું ફરી કોઈ દિવસ આવીશ." કહીને વિનોદે જવા માંડ્યું. બે–ચાર ડગલાં ચાલીને તેણે પાછળ નજર ફેરવી. કોણ જાણે કયા આકર્ષણે મણિ પણ એની સામે જોઈ રહી હતી; પળભર ચારે નયનો એક બનીને વિખૂટાં પડી ગયાં, પરંતુ આ નાનીશી પળે

બંનેના હૃદયમાં એવા ભાવનાતરંગો જ ઊછળ્યા કે કોઈ કોઈના પ્રત્યે ફરી વાર જોવાનું સાહસ કરી શક્યું નહિ.

રમાનાથે ઘરમાં આવીને પ્રશ્ન કર્યો : "વિનોદ આવ્યો હતો ને?"

પૂજાનાં બિલ્વપત્રો એક પાત્રમાં લેતાં લેતાં મણિ બોલી : "હા."

રમાનાથે જરા કર્કશ અવાજે પૂછ્યું : "કેમ આવ્યો હતો ?"

મણિએ એવા ને એવાજ ભાવે કહ્યું : "હું નથી જાણતી."

"કેટલી વાર થઈ ?"

"હજી હમણાં જ આવ્યા હતા."

"કશું કહી ગયો ?"

"ના."

"હં..." કહીને રમાનાથ ખીંટી પર ચાદર ભેરવીને હુક્કો શોધવા લાગ્યો; મણિએ પૂજાસ્થાનની વ્યવસ્થા કરી હાથપગ ધોવા ઘાટ તરફ પ્રયાણ કર્યું.

ડાબા હાથમાં ઘડો, જમણા હાથમાં ભીનું વસ્ત્ર અને ગળામાં તુલસીની માળા ધારણ કરેલાં ત્રિપુરાસુંદરીએ ઘરમાં પ્રવેશ કરતાં કહ્યું : "રમુ, ક્યાં છે ?"

રમાનાથ એ વખતે હુક્કા માટે કોલસા સળગાવી રહ્યો હતો. બોલ્યો : "ચુલામાં."

મોટીબાએ કહ્યું : "જગ્યા તો સારી છે, પણ હું પહેલાં જાઉં, પછી જેને જવું હોય તે ભલે જાય."

ચલમમાં કોલસા ભરીને રમાનાથ બહાર આવ્યો અને બોલ્યો : "ત્યાં જવા માટે કોઈની હરિફાઈ નથી હોતી; જેને જવું હોય તે જઈ શકે છે."

"મારે તો બધી વાતની બળતરા!"

"બળતરા શાંત કરવાના ઓછા ઉપાય નથી. પણ તમે મને શું કહેવા માગતાં હતાં?"

મોટીબાએ ચિડાઈને કહ્યું: "આજ તારે આશીર્વાદ આપવા જવાનું છે ને..."

"શેનો આશીર્વાદ?"

"તું તો જાણે કાંઈ જાણતો જ નથી, મણિના સંબંધનો..."

"હું બધું જાણું છું મોટીબા, હું મૂરખ નથી. એ કામ તો મેં વહેલું પતાવી દીધું છે."

"ક્યારે ગયો હતો?"

"થોડી વાર પહેલાં જ હું બજારમાં ગયો હતો."

"બજારમાં?"

"હા, બજારમાં એનો કામદાર રામજય મળી ગયો હતો."

ત્રિપુરાસુંદરીએ હસીને કહ્યું: "તે શું રામજયને આશીર્વાદ આપી આવ્યો?"

"એક રીતે આશીર્વાદ જ સમજોને; બધી ચોખવટ કરી નાખી."

ત્રિપુરાસુંદરીએ ચમકીને ક્રોધભરી નજરે રમાનાથ સામે જોઈ કહ્યું: "ચોખવટ!"

"હા, રોકડો જવાબ પરખાવી દીધો." કહીને રમાનાથ બહાર ચાલ્યો ગયો. ત્રિપુરાસુંદરી સ્તંભિત ભાવે ઓસરી પર ઊભાં રહ્યાં.

મણિએ ઘાટ પરથી આવી મોટીબાને આ સ્થિતિમાં ઊભેલાં જોઈને પ્રશ્ન કર્યો:—"શું થયું છે, મોટીબા?"

મણિ સામે તીવ્ર નજરે જોઈ ક્રોધથી ધ્રૂજતા અવાજે મોટીબા

બોલ્યાં: “મારું કપાળ! જ્યારથી જમનો દૂત મને ભૂલી ગયો છે, ત્યારથી તમારી બળતરા મારાં હાડેહાડને કોરી રહી છે.”

કશું ન સમજવાથી મણિ ચૂપચાપ ઊભી રહી. મોટીબા બોલવા લાગ્યાં: “અભાગીઆએ શું ધાર્યું છે! જેટલા સંબંધ આવે છે, તે બધા ભાંગી નાખે છે. આવો સોના જેવો મૂરતિયો હાથમાં આવ્યો, તો ત્યાં જઈને પણ રોકડો જવાબ દઈ આવ્યો. જરૂર, એના મનમાં કંઈક મતલબ છે.”

મણિ બોલી: “છી, મોટીબા!”

ત્રિપુરાસુંદરીએ રોષપૂર્ણ નજરે મણિ સામે જોયું, ત્યાર પછી ઓસરી પર હતાશ થઈ બેસીને કપાળ કૂટતાં કૂટતાં કહ્યું: “હે હરિ, હે મધુસૂદન, મારો છેડાછૂટકો કરી નાખ. હે ત્રણ લોકના ધણી, આ જ્વાળામાંથી મારો ઉદ્ધાર કર.”

મણિના વિસ્મયનો અને ગભરાટનો પાર ન રહ્યો.

"વિનુ, બેટા, માની વાત તારે રાખવી જ પડશે."

વિનોદે કહ્યું: "તમારી કઈ વાત મેં નથી રાખી, મા?"

અન્નપૂર્ણાએ પ્રફુલ્લ અવાજે કહ્યું: "એ હું જાણું છું ભાઈ, તેથી જ તારો મત લીધા વગર મેં સઘળું નક્કી કરી નાખ્યું છે."

વિનોદે કહ્યું: "સારું કર્યું છે મા, તમારા મનમાં મારા પ્રત્યે આટલો વિશ્વાસ છે, એ જ મારું મોટું સૌભાગ્ય છે."

ઉલ્લાસભર્યા અવાજે મા બોલી: "અને તારા જેવો પુત્ર મળવો એ પણ ઓછા સૌભાગ્યની વાત નથી, બેટા."

વિનોદ હળવું હસ્યો. અન્નપૂર્ણાએ કહ્યું: "મેં બીજું કશું નથી જોયું વિનુ, માત્ર કન્યા જોઈને જ સંમતિ આપી દીધી છે."

હસીને વિનોદ બોલ્યો: "અને સંમતિ આપવાનું બીજું કારણ છે: એ લોકોની ગરીબી."

માએ હસીને કહ્યું: "તારી તો આ એકની એક વાત છે. કન્યા આંખમાં સમાય એવી ન હોત તો શું હું સંમતિ આપત?"

માના ચહેરા સામે પ્રફુલ્લ દૃષ્ટિ રાખીને વિનોદ બોલ્યો: "કદાચ આપત. ઉમા સુંદરી ન હોવા છતાં પણ તમારી પાસેથી તેણે ઓછો આદર નહોતો મેળવ્યો."

ઉમાની વાત સાંભળીને અન્નપૂર્ણાનું પ્રફુલ્લ વદન ગંભીર થઈ ગયું. એકાએક જાણે ભૂતકાળની સ્મૃતિનું વાદળું આવીને છવાઈ ગયું. એક હળવો નિઃશ્વાસ નાખીને અન્નપૂર્ણા બોલી: " બધી ભાગ્યની રમત છે! જવા દે, આજ એ લોકો આશીર્વાદ દેવા આવશે. "

વિનોદ મૌન રહ્યો; એનો ચહેરો પહેલાં જેવો પ્રફુલ્લ નહોતો. અન્નપૂર્ણાએ કહ્યું: " લગ્ન પણ ઘણાં નજીક આવ્યાં. કામનો બોજો ખૂબ જ રહેશે, પણ રામજય બધી વાતને પહોંચી વળશે. "

વિનોદે કહ્યું: " પણ મા, ઢંઢેરાની કશી જરૂર નથી. "

અન્નપૂર્ણા બોલી: " એ વાતની તારે શી જરૂર? તું પણ ભારે ચીકણો છે! લગ્નમાં શરમ શી, ઢંઢેરો થાય કે ન થાય એ તો મારે જોવાનું છે ને?"

રામજયનો અવાજ આવ્યો: " માજી!"

અન્નપૂર્ણાએ ઉત્તર આપ્યો: " કેમ રામજય?"

દાદરનાં પગથિયાં ચડતાં ચડતાં રામજય ઊંચે સાદે બોલવા લાગ્યો: " કેમ માજી, તમારું મન હમણાં ઠેકાણે નથી લાગતું! એક કંગાળને ઘેર વિનોદનો સંબંધ બાંધવા ગયાં. અરેરે, ગળે ફાંસો ખાવાનું મન થાય છે. "

અન્નપૂર્ણાએ વિસ્મય સહિત ઓરડા બહાર આવીને પૂછ્યું: " કેમ, થયું છે શું?"

રામજયે રોષભર્યા અવાજે કહ્યું: " જે થવું જોઈએ તે થયું છે! છી છી, અપમાનની પણ હદ હોય છે!"

" અપમાન શેનું, રામજય?"

"અપમાનમાં બાકી શું રાખ્યું છે! બજારમાં પાંચ માણસોની સામે આટલી બધી નફટાઈ! એથી ભયંકર અપમાન બીજું કયું હોઈ શકે?"

કશું ન સમજી શકવાથી અન્નપૂર્ણાએ પ્રશ્ન કર્યો: "પણ અપમાન શેનું? અપમાન કર્યું કોણે?"

રામજયે મોઢું બગાડી નાખતાં કહ્યું: "બીજું કોણ કરે? પેલો ગધેડા જેવો રમાનાથ છે ને...એ જો બ્રાહ્મણ ન હોત, તો આજ એનાં સો વરસ પૂરાં થઈ જાત."

અન્નપૂર્ણાએ કહ્યું: "રમાનાથે શું કહ્યું?"

"અરે ઘણુંય કહ્યું. દસ માણસોની વચ્ચે રોકડો જવાબ પરખાવી દીધો."

"પણ શેનો જવાબ?"

"હા, રોકડો જવાબ! કહ્યું કે, વિનોદ સાથે કોઈ પણ ઉપાયે મણિનાં લગ્ન નહિ થઈ શકે. આપણે હલકા લોકો છીએ, ઘરના માણસને તગડી મૂકીએ છીએ વગેરે ઘણું બોલ્યો હતો. બાજુમાં ચક્રવર્તી અને બીજા પાંચ માણસો ઊભા હતા, એ બધા દબાયેલા મોઢે હસવા લાગ્યા. મને તો એવું થઈ ગયું, કે જાણે રમાનાથનું ગળું જ પીસી નાખું. બ્રાહ્મણનો દીકરો આવો હોય!"

અન્નપૂર્ણાએ વિસ્મિત–સ્તંભિત અવાજે માત્ર એટલું જ કહ્યું: "હું..."

રામજય બોલ્યો: "સારું, હું પણ રામજય ઘોષ છું, જોઈ લઈશ, રમાનાથ મણિને કેવી રીતે પરણાવી શકે છે. લગ્ન માટે વિનોદભાઈના પગ પકડવા એ લોકોને આવવું ન પડે તો મારું નામ રામજય નહિ."

બોલતો બોલતો રામજય નીચે ચાલ્યો ગયો. અન્નપૂર્ણા ગંભીર ભાવે ચૂપચાપ ઊભી રહી.

વિનોદે નજીક આવી ધીરેથી કહ્યું: " મા ! "

અન્નપૂર્ણાના ગંભીર વદન પર મૃદુ હાસ્ય પ્રગટ્યું, વાદળ-છાયા હૈયામાં વીજળી ચમકી ઊઠી. વિનોદે કહ્યું: " મારે ખાતર આવું અપમાન સહન કરી લેશો મા ? "

પુત્રના ખભા પર એક હાથ મૂકીને માએ શાંત અવાજે કહ્યું: " એમાં પૂછવાનું હોયજ નહિ, ભાઈ! તું મારો પુત્ર છે. "

" પણ મા, હું પુત્ર છું; પુત્ર તરીકેનું જે કર્તવ્ય છે, તે હું અજાણીશ. "

" અને હું મા છું, મારાથી માનું કર્તવ્ય નહિ છોડી શકાય. "

૧૧

સંધ્યા પછી મણિએ આવીને સાદ કર્યો: "રમુભાઈ!"

મણિના કઠોર અવાજથી ચમકીને રમાનાથ બોલ્યો: "કેમ મણિ?"

ક્રોધભર્યા અવાજે મણિ બોલી: "તમારી મતલબ શી છે?"

વિસ્મયભરી નજરે મણિના મોઢા સામે જોઈને રમાનાથ બોલ્યો: "શેની મતલબ મણિ?"

મણિએ કહ્યું: "સંબંધ માટે જેટલી વાતો થાય છે, તે બધી તમે ગમે તે બહાને તોડી પાડો છો. શા માટે આમ કરો છો, એ કહો જોઉં?"

વ્યથાભર્યા અવાજે રમાનાથ બોલ્યો: "હું તોડી નાખું છું?"

"ત્યારે શું હું તોડી નાખવા જાઉં છું?"

રમાનાથ મૌન નજરે મણિ સામે જોઈ રહ્યો. મણિ બોલી: "રમુભાઈ, તમે એમ ન માનશો કે હું સાવ નાની કીકલી છું; શું હું તમારો મનોભાવ નથી સમજી શકતી?"

રમાનાથે કહ્યું: "શું સમજે છે મણિ?"

"હું ગમે તે સમજું છું, પરંતુ એક જુવાન કન્યાના પ્રશ્ન પર તમારે આટલી બધી ખેંચતાણ શા માટે કરવી જોઈએ?"

મણિનો રોષ જોઈ આછા હાસ્ય સહિત રમાનાથ બોલ્યો: "આ સંબંધ તોડી નાખ્યો એટલે તને રીસ ચઢી છે ખરું?"

મણિએ મોઢું ફેરવી કહ્યું: "હા..."

રમાનાથે કહ્યું: "પણ વિનોદને એક પત્ની છે, તે તું જાણે છે?"

"હું જાણું છું, પણ તમારે એ બધી પંચાત શા માટે કરવી જોઈએ?"

"પંચાત?"

"હા...પંચાત!"

ઘડીક ચૂપ રહીને રમાનાથ બોલ્યો: "સમજ્યો મણિ, તું વિનોદને ચાહે છે."

મણિનો ચહેરો રોષથી રાતો થઈ ગયો, નયનો વક્ર બન્યાં. છંછેડાયેલી સિંહણની માફક આંખો ફેરવીને બોલી: "હું કોને ચાહું છું, કે નથી ચાહતી, એ પ્રશ્ન તમારે શા માટે કરવો જોઈએ?"

રમાનાથનું મસ્તક નીચું નમ્યું, તેણે એક ઊંડો નિસાસો નાખીને અભિમાનથી ઘવાયેલા અવાજે કહ્યું: "મારી ભૂલ થઈ છે મણિ, મને આટલી ખબર નહોતી. જે થવાનું હતું તે થઈ ગયું છે, હું સામે ચાલીને તોડી આવ્યો છું, અને ફરી વાર હું પોતે જ એ લોકોને શાંત કરી સાંધી આવીશ."

તીવ્ર કટાક્ષભર્યા અવાજે મણિ બોલી: "મોટી મરદાનગી દેખાશે! એક વાર જઈને એ લોકોનું અપમાન કરી આવ્યા છો, હવે તમે જાતે અપમાનિત થવા જવાના છો...!"

વિષાદભર્યું હાસ્ય હસીને રમાનાથ બોલ્યો: "એની ચિંતા

ન કરીશ મણિ, તારા ભલાને ખાતર હું ગમે તેવું અપમાન માથા પર ઝીલી શકીશ. ”

મણિએ ક્રોધભર્યા અવાજે કહ્યું: “ તમે જો એ પ્રમાણે કરશો તો હું ગળે ફાંસો ખાઇશ, એ ન ભૂલશો.”

ધમધમાટ પગલાં પાડતી મણિ રોષપૂર્વક ચાલી ગઈ. રમાનાથ બોલ્યાચાલ્યા સિવાય બેસી રહ્યો. સંધ્યાનો ઝાંખો પ્રકાશ એનાં ઉદાસ નયનો સામે અંધકાર ઉતારવા માંડ્યો.

બીજે દિવસે સોમવાર. સોમવારે રમાનાથને લગભગ એક ગાઉ ચાલીને આઠ વાગ્યાની ગાડી પકડવી પડતી, એટલે એને સાત વાગ્યા પહેલાં જમીને બહાર નીકળી જવું પડતું. વૈશાખ મહિનો, ત્રિપુરાસુંદરી વહેલાં ઊઠીને નદીએ પ્રાતઃસ્નાન કરવા જતાં, મણિ ચુલો સળગાવીને દાળભાત રાંધતી.

વહેલી સવારે ઊઠીને રમાનાથે જોયું તો મોટીબા નાહવા ગયાં છે, અને મણિ રસોડામાં ગાર કરી રહી છે; ચુલો હજી સુધી સળગ્યો નથી, રસોઇની પણ કશી તૈયારી નથી. રમાનાથે કહ્યું: “ વખત થઈ ગયો છે, મણિ.”

મણિએ કશો ઉત્તર ન આપ્યો. રમાનાથે કહ્યું: “ ભાત ક્યારે થશે ?”

મણિએ ઊંચી નજર પણ ન કરી, એ તો ગંભીર ભાવે પોતાના કાર્યમાં લાગી રહી. રમાનાથ પ્રાતઃકૃત્ય માટે બહાર ચાલ્યો ગયો.

પ્રાતઃકૃત્ય અને સ્નાન પતાવીને રમાનાથ આવ્યો, મણિ લીંપણનું કામ પૂરું કરીને ઉંબરા વચ્ચે પગ લાંબા કરી એક ચોપડી વાંચી રહી હતી. રમાનાથે રસોડામાં ડોકિયું કર્યું, પણ રસોઈ થયાનાં કોઈ લક્ષણ ન દેખાયાં. રમાનાથે બે–ચાર વાર વખત થઈ

ગયો છે એમ જણાવ્યું, પરંતુ મણિએ ચોપડીમાંથી નજર ફેરવી જ નહિ. સાત વાગી ગયા હતા. એટલે નછૂટકે કપડાં બદલીને રમાનાથ મણિ પાસે આવીને ઊભો રહ્યો અને મંદ હાસ્ય સહ બોલ્યો : "રીસ ચડી છે મણિ ?"

મણિ મૌન રહી. રમાનાથે શાંત સહજ અવાજે કહ્યું : "ખરેખર, તું હજી સાવ બાળક છે. રીસ ચડે એટલે શું એક મુઠ્ઠી ભાત પણ ન રાંધી શકાય ? તારા રમુભાઈને આજ ઉપવાસ કરાવ્યો ને ?"

મણિ દાંત વચ્ચે હોઠ દબાવીને ચોપડી સામે જોઈ રહી. રમાનાથ એના રોષભર્યા ગંભીર વદન પર પ્રફુલ્લ નજર કરીને ઉતાવળે પગલે ચાલ્યો ગયો.

રમાનાથના ગયા પછી મણિએ મોઢું ઊંચું કરીને બારણા તરફ જોયું. ત્યારપછી હાથમાંનું પુસ્તક ઘા કરીને ફેંકી દીધું. તેણે માથામાં વેણી બાંધી હતી તેને તાણી ખેંચીને વીંખી નાખી. દિવાલ પાસેની જામફળી પર એક નાનું પંખી મધુર કંઠે લલકાર કરી રહ્યું હતું. પંખી રોજ લલકારતું, મણિને એ લલકારથી ખૂબ મઝા પડતી. પરંતુ આજ એને એના લલકાર સારો ન લાગ્યો; એક ઢેફું મારી પંખીને ઉડાડી મૂક્યું. બિલાડી બિછાના પર સૂઈ રહી હતી; તેને મણિ એનો પગ પકડીને કૂળીઆ વચ્ચે મૂકી આવી. છેવટે બીજું કશું ન મળતાં એક ફાટેલું વસ્ત્ર સાંધવા એ બેઠી.

ત્રિપુરાસુંદરી પ્રાતઃસ્નાન કરીને "શ્રીહરિ વાસુદેવ, શ્રીહરિ વાસુદેવ" કહેતાં કહેતાં ઓસરી પર આવ્યાં. મણિ સામે નજર કરીને એમણે પૂછ્યું : "રમુ ગયો ?"

મણિએ નીચી નજરે જ કહ્યું : "હં..."

ત્રિપુરાસુંદરીએ તુળસીક્યારામાં પાણી રેડી, બીજું વસ્ત્ર

સૂકવ્યું ત્યારપછી રસોડા તરફ દૃષ્ટિ કરીને વિસ્મય સહિત બોલ્યાં: "લે...શું રસોઈ નથી કરી ?"

"ના."

"ત્યારે રમુ શું ખાઈને ગયો ?"

"રાખ."

"આપી કોણે ?"

"મેં."

મોટીબા પળભર નીરવ રહીને બોલ્યાં: "કેમ, એક મૂઠી ભાત પણ તારાથી ન રાંધી શકાયા ?"

"ના."

રોષથી મોટીબા ગર્જી ઊઠ્યાં: "એટલે ? શું તને પક્ષપાત થયો છે ?"

મનની અસ્થિરતાના કારણે મણિની આંગળીમાં સોય ભોંકાઈ ગઈ હતી, આંગળીમાંથી નીકળતું લોહી દબાવીને તે રોષભર્યા અવાજે બોલી: "શું હું બધાની નોકરડી છું ?"

ચિડાઈને મોટીબા બોલ્યાં: "ના, તું તો રાજરાણી છે, પગ પર પગ ચડાવીને બેસી રહે. તારાં કરમ જ ફૂટેલાં છે! તેથી જ હાથમાં આવેલો ચંદ્ર ચાલ્યો ગયો."

મણિ ચૂપ રહી. મોટીબાએ કહ્યું: "છોકરો જમ્યા વગર ચાલ્યો ગયો, આખો દિવસ ભૂખ્યા પેટે રહેશે. મણિ, તું તે સ્ત્રી છે કે રાક્ષસી ?"

ચડચા અવાજે મણિએ ઉત્તર આપ્યો: "રાક્ષસી !"

"ધન્ય છે તને !" કહીને ત્રિપુરાસુંદરી ઓરડામાં ચાલ્યાં ગયાં.

મોટીબા સામે પોતાનો રાક્ષસી તરીકે પરિચય આપવા છતાં

પણ મણિનું મન માણુસ કરતાં વધુ કઠોર ન બની શક્યુંઃ એનો આખો દહાડો ચિંતામાં પસાર થયો, વારંવાર ભૂખ્યા પેટે ગયેલા રમુભાઈનો ચહેરો એની આંખ સામે તરવરવા લાગ્યો. વારંવાર એના કાન પર રમાનાથનો એ શાંત અને સ્નિગ્ધ અવાજ અથડાવા લાગ્યો : " તારા રમુભાઈને આજે ઉપવાસ કરાવ્યો ને ?"

મણિના મનમાં એક વાર થયું હતું કે દોડીને રમુભાઈને બોલાવી આવે. અને કહે : " હું હમણાં જ રસોઈ કરી દઉં છું, રમુભાઈ! જમીને જાઓ." પણ ત્યારે તો રમાનાથ કેટલે દૂર પહોંચ્યો હતો !

સાંજના જમતી વખતે મોટીબાએ ભાતનો કોળિયો મોઢામાં મૂકતાં કહ્યું : " અરેરે, આજ મારો રમુ સાવ ભૂખ્યો રહ્યો !"

એ સાંભળીને મણિની આંખો ભીની થઈ ગઈ. તે પરાણે જમવા લાગી, પણ ભાત ગળા નીચે ઊતરતા જ નહિ. મોટીબાએ મણિની થાળી સામે જોઈને કહ્યું : "કેમ બેટા, ભાત તો બધા એમ ને એમ પડ્યા છે !"

મણિએ ભારે અવાજે કહ્યું : " મને આજ ભૂખ નથી."

"કેમ, તને વળી શું થઈ ગયું ?"

" થાય શું મોટીબા ? આજ જરા સુસ્તી જેવું લાગે છે."

મોટીબા ગંભીર અવાજે બોલ્યાં : " હં..."

વિનોદ દાક્તર વ્રજ બાબુની દોહિત્રી સાથે લગ્ન કરવા તૈયાર થયો હતો, પરંતુ વ્રજ બાબુની સ્ત્રીનો મત ન હોવાથી, રમાનાથને ના પાડવા આવવું પડ્યું. આ વાત અલંકાર સહિત આખા ગામમાં ફેલાઈ ગઈ. ઘણા લોકો સાંભળીને દુઃખી થયા, ઘણા આનંદિત થયા. આનંદ પામનારાઓમાં મહેશ ચક્રવર્તી મુખ્ય હતો. તેણે ગોપીનાથ પાલની દુકાને ડાયરો જમાવી રામજય સામે રમાનાથે કરેલી વાત મીઠુંમરચું ભેળવીને કહી સંભળાવી; સાંભળનારા માણસો માંડમાંડ હસવું ખાળી શક્યા. વાત પૂરી કર્યા પછી મહેશ ચક્રવર્તીએ કહ્યું: "વિનોદ તે શું માણસ છે? ભણ્યો તેથી શું થયું! બુદ્ધિનો તો એનામાં છાંટોયે નથી. જો લગ્ન કરવાં હોય તો અમારી આગળ વાત શા માટે નથી મૂકતો? શું કન્યાઓનો તોટો છે? એમ નથી, એ તો પૈસાનો અહંકાર છે, અહંકાર! પણ ભાઈ, શું સમાજ આગળ પૈસાનો અહંકાર નભતો હશે?"

સિધુમંડલે માથું હલાવી કહ્યું: "એવી વાત ન કરો કાકા, વિનુભાઈમાં અહંકારનો અંશ સરખો પણ નથી, માટીનો માનવી છે... ગરીબનો માબાપ છે."

ભવાં ચડાવી ચક્રવર્તીએ કહ્યું: "હા, ગરીબનો માબાપ!

અરે સિદ્ધેશ્વર ! પાણીના બાટલા ખાલી કરીને તો બધાય ગરીબના માબાપ થઈ શકે, સમજ્યો ?"

દીનુ બાગચી બોલ્યો : "પણ કાકા, ન્યાયપૂર્વક કહેવું પડે છે, કે પાણીના બાટલાથી શું લોકોનાં દરદ મટી જતાં હશે ?"

ચક્રવર્તીએ કહ્યું : "એ તો આવરદાનું જોર. મેં મારી સગી આંખે જોયું છે. દવાનાં બે ચાર ટીપાં ને બાકીનું પાણી. હું પણ પહેલાં એનો ખૂબ જ વિશ્વાસ કરતો હતો, પણ પાણીના બાટલા ખાલી થતા જોઈને મારી શ્રદ્ધા ઊઠી ગઈ છે. મારા ઘરમાં કદાચ કોઈ મરવા પડે તોપણ હું એને ન બોલાવું."

સિધુએ કહ્યું : "તમે ગમે તેમ માનો કાકા, પણ મને તો વિનોદભાઈ ધનવંતરી જેવા જ લાગે છે."

"તારી વાત જવા દે, તું રહ્યો બેટ્ટુ, તને આવી વાતોમાં શી સમજ પડે ?"

ગોપીનાથ પાલે આડી વાત અટકાવવા ખાતર કહ્યું : "મહેશ કાકા, ત્યારે આ સંબંધ સાવ તૂટી ગયો ?"

"ત્યારે શું આખો રહેતો હશે? અરે ગાંડિયા, આ તો બધી નાતજાતની વાતો છે, અહીં કંઈ પૈસાનું જોર ન ચાલે; નાતજાતમાં માન જોઈએ. આ તારા મહેશ કાકા સામે જ જોને, પૈસા નથી પણ લાખોપતિ આવીને પગમાં પડે છે, સમજ્યો ?"

બધા કુતૂહલભરી નજરે ચક્રવર્તીના ગર્વભર્યા ચહેરા સામે જોઈ રહ્યા. ચક્રવર્તીએ ગર્વભર્યું હાસ્ય હસતાં કહ્યું : "ગોપી, જરાક તેલ તો દે, સ્નાન કરવા જવું છે. આજ વળી બોસ ભાઈઓને ઘેર તુલસીપૂજન કરવા જવું પડશે."

ગોપી પાલ પાસેથી મફત તેલ મેળવીને શરીર પર મર્દન કરી ચક્રવર્તી મહાશય તળાવ તરફ રવાના થયા.

સિધુમંડલે કહ્યું : “ સાંભળ્યું ને પાલ કાકા, બ્રાહ્મણની વાતથી તો મારું અંગ સળગવા માંડયું હતું. ”

ગોપીનાથે કહ્યું : “ બ્રાહ્મણની જાત નિંદાખોર છે, મારે ત્ય તેલ ને તમાકુનું શ્રાદ્ધ કરવા વખતો વખત આવ્યા કરે છે. શું કરીએ...ગામનો પંડિત...”

સિધુએ હસીને કહ્યું : “ આવા પંડિત કરતાં અમારા જેવ ખેડૂ સાત દરજ્જે સારા. ”

ગામમાં જ્યારે આ રીતે ચર્ચાઓ થવા માંડી, ત્યારે ઘણ લોકો રામજય પાસે આવીને સંબંધ તૂટવાનું કારણ જાણવા પૂછપરછ કરવા લાગ્યા. રામજય ઉત્તર આપી આપીને કંટાળી ગયો. છેવટે થાકીને તે અન્નપૂર્ણા પાસે ગયો અને બોલ્યો : “ મા, કાં તો તમે વિનોદને પરણાવો, નહિ તો મને રજા આપો એટલે હું ગામ છોડીને ચાલ્યો જાઉં. ”

અન્નપૂર્ણાએ કહ્યું : “ તારે ગામ નહિ છોડવું પડે, રામજય ! હું થોડા જ સમયમાં વિનુને પરણાવીશ. ”

આશ્વાસન મેળવીને રામજય દિવસ ગણવા માંડયો.

સોમવારથી શનિવાર સુધીના ૬ દિવસો મણિ માટે ભારે ચિંતાજનક થઈ પડયા. એને કશું સારું લાગતું નહિ; વાતચિતમાં એનું મન લાગતું નહોતું, હાસ્યવિનોદ તો એને ઝેર જેવો જણાતો; જાણે આખો દિવસ એકાદ તીવ્ર વેદના હૃદય પર બેસી રહેતી. પરંતુ આ વેદના શા માટે છે, એ તેનાથી સમજી શકાતું નહિ. તેણે ઘણીવાર રમાનાથ પર રોષ કર્યો છે, રોષભર્યા નયને ઘણી વાર રમુભાઈને કષ્ટ આપ્યું છે, પરંતુ એ માટે પોતે આટલું દુઃખ કદી અનુભવી શકી નથી. આ વેદનાથી છૂટકારો મેળવવા માટે તેણે કામકાજમાં મન પરોવ્યું, પરંતુ કોઈ કામ એના મનને ગોઠતું જ નહોતું, સઘળાં કામ વચ્ચે એક અવ્યકત વેદના હૈયા પર જાગ્રત થતી: ઘણો પ્રયત્ન કરવા છતાં પણ મણિ એ વેદના દૂર કરી શકતી નહોતી.

મોટીબાએ મણિનો આવો મનોભાવ જોઇને પ્રશ્ન કર્યો : "બેટા, તને શું થઇ ગયું છે ?"

"કશું નથી થયું, બા." કહીને મણિ હસી; પણ એ હાસ્ય પાછળ જ ગંભીર વેદનાનાં દર્શન મોટીબા કરી શકયાં. હાસ્ય સાથે વિષાદની રેખાઓ પણ ચહેરા પર તરી આવે છે, એ મણિ નહોતી જોઈ શકતી.

શનિવાર આવ્યો. ઘરકામથી પરવારીને મણિ વારંવાર સડક તરફ જોવા લાગી; એની બહેનપણી દુર્ગાએ આવીને કહ્યું : "મણિ, ચાલ હાથપગ ધોઈ આવીએ."

"હું ધોઈ આવી."

"આટલી વહેલી?"

"કેમ, વહેલાં ન ધોઈ શકાય?"

દુર્ગાએ હસીને કહ્યું : "શા માટે ન ધોઈ શકાય, પણ આજ તું મારે ત્યાં આવી જ નહિ; તને થયું છે શું?"

"વિરહ."

દુર્ગાએ હસીને કહ્યું : "મિલન ક્યારે થયું હતું?"

"વિરહ નહોતો ત્યારે."

"ત્યાર પછી?"

મણિએ આછા હાસ્યસહ કહ્યું : "મતભેદ."

"એથી તો કહું છું, કે મારી સખીને આ શું થઈ ગયું?"

મણિ હસી પડી, દુર્ગા પણ હસી. દુર્ગાએ કહ્યું : "ત્યારે તો સારું, આજ તારા શુષ્ક મોઢા પર હાસ્ય રમે છે..."

"આજ તો કનૈયાની બંસી વાગે છે."

"તેથી જ તું ઉદાસ બની છે, કેમ?"

"મન ને પ્રાણ ઉદાસ છે, પણ જીવનમાં આશા છે."

"પછી?"

"ફાંસો ખાવાની રસ્સી!"

"મોત તારું." કહીને દુર્ગા હસતી હસતી ચાલી ગઈ. મણિ એક પુસ્તક હાથમાં લઈને બારણા તરફ ધ્યાન રાખતી બેઠી.

ધીમે ધીમે સંધ્યા થઈ. મણિએ પ્રદીપ પ્રગટાવી શંખ બજા-

ગ્યો. ત્રિપુરાસુંદરીએ રસોઈ શરૂ કરી. મણિ વચલા ઓરડાના ઉંબરા પાસે ચૂપચાપ બેઠી અને રમાનાથની રાહ જોવા લાગી. એક એક પળ જાણે યુગ સમી વીતવા માંડી, રમાનાથને આવવાનો હંમેશનો સમય પણ ચાલ્યો ગયો, છતાં પણ રમાનાથ ન આવ્યો; મણિ અંતરની વેદના સાથે એકલી ન રહી શકવાને કારણે રસોડાના બારણા પાસે જઈને મોટીબા સામે બેઠી.

મોટીબાએ કહ્યું : “રમુ હજી પણ ન આવ્યો. કદાચ સાત વાગ્યાની ગાડીમાં આવે.”

મણિએ કશો ઉત્તર ન આપ્યો.

રસોઈ પૂરી કરીને ત્રિપુરાસુંદરી હાથમાં માળા લઈ ઓરડા પાસે જઈને બેઠાં; મણિ એમની બાજુમાં ચૂપચાપ બેસી રહી. એક કાળા વાદળાની છાયાથી કૃષ્ણપક્ષનો અંધકાર વધારે ગાઢ થઈ રહ્યો હતો. એવા સ્તબ્ધ અંધકાર વચ્ચે હૃદયની તીવ્ર ઉત્કંઠા, કોઈ અજાણી શંકા સાથે બંનેના મનમાં ઘર કરવા લાગી, બંનેમાંથી કોઈ કશી વાત કરી શકતું નહિ. જાણે એકાદ શબ્દ થતાં જ આ સ્તબ્ધ રજનીનું ગાંભીર્ય ભાંગીને ભૂક્કો થઈ જશે અને આ ગાઢ અંધકારને ચીરીને કોઈ અજ્ઞાત નિરાશા જાગી ઊઠશે.

મણિથી વધુ વાર મૌન રહી શકાયું નહિ; ઘણી વાર પછી તે હળવા સાદે એ બોલી : “મોટીબા !”

આવા હળવા સાદથી પણ જાણે ત્રિપુરાસુંદરી ચમકી ઊઠયાં. તેમણે પણ દબાયેલા અવાજે પૂછ્યું : “શું છે ?”

“સાત વાગ્યાની ગાડી તો આવી ગઈ હશે.”

ઉદ્વેગભર્યા અવાજે ત્રિપુરાસુંદરી બોલ્યાં : “તો પછી રમાનાથ હજી સુધી કેમ નહિ આવ્યો હોય ?”

ફરી બંને મૌન થયાં. આમ નીરવતામાં ઘણો સમય વીતી ગયો. મોટીબાએ માળા પૂરી કરીને કહ્યું: "મને લાગે છે કે હવે નહિ આવે!"

નહિ આવે! મણિના હૈયા પર જાણે ધમ્મ દઈને હથોડાનો ઘા પડ્યો. નહિ આવે? શા માટે? રોષ? કોના ઉપર રોષ? મણિ ઉપર? મણિએ તે દિવસે એને ભાત જમાડ્યા નથી. પરંતુ એટલા ખાતર આજ છ દિવસથી મણિ કેટલું દુઃખ સહી રહી છે, તે ભગવાન સિવાય કોણ જાણી શકે? અને રમુભાઈ! એમના હૈયામાં રોષ હોય? શું એ મણિને આટલી પરાઈ માને છે?

ત્રિપુરાસુંદરીએ કહ્યું: "તું જમી લે ચાલ."

મણિએ કહ્યું: "ના."

મોટીબાએ કહ્યું: "તો પછી આખી રાત અહીં જ બેસી રહેવું છે?"

"ના, ચાલો સૂઈ જઈએ."

"જમવું નથી?"

"જરા ય ભૂખ નથી, બા."

ત્રિપુરાસુંદરીનું મન પણ સ્વસ્થ નહોતું, એટલે તેમણે મણિને જમવા માટે વધુ આગ્રહ ન કર્યો. રસોઈ એમ ને એમ પડી રહી; મણિ મોટીબા પાસે જઈને સૂઈ ગઈ. મોટીબા રમાનાથને ન આવવાની કલ્પના કરતાં કરતાં થોડી વારમાં સૂઈ ગયાં. પણ મણિની આંખમાં નિદ્રા ન વસી, તે પથારીમાં ચારે તરફ પડખાં ફેરવવા લાગી. વચ્ચે વચ્ચે થોડી તંદ્રા આવી જતી, પણ ભયાનક સ્વપ્ન જોઈને એ તરત જાગી ઊઠતી.

ત્રિપુરાસુંદરી સવારે સ્નાન કરવા ગયાં ત્યારે તેમણે રસ્તામાં સાંભળ્યું, કે ગઈ કાલે ચાંપાતલા સ્ટેશન પાસે ભારખાનાના એંજીન સાથે સાંજના સાત વાગ્યાની ટ્રેન અથડાઈ પડી હતી. આ અકસ્માતથી ઘણા માણસો માર્યા ગયા છે, ઘણા મૃત્યુશય્યા પર તરફડી રહ્યા છે, ઘણાના હાથપગ ભાંગ્યા છે. ત્રિપુરાસુંદરીએ ઘેર આવીને રોકકળ કરી મૂકી. મણિએ બધી વાત સાંભળીને મનથી ભગવાનને પ્રાર્થના કરી: "હે પ્રભુ, રમુભાઈ મારા પરના રોષના કારણે ગઈ કાલે ટ્રેનમાં ન બેઠા હોય, એવું કરજો."

મોટીબાની રોકકળ જોઈને મણિએ આશ્વાસનભર્યા અવાજે કહ્યું: "મોટીબા, તમે રડશો નહિ, રમુભાઈ ગઈ કાલની ગાડીમાં કદી નહિ બેઠા હોય."

"એમ જ થાઓ મણિ, તારા મોઢામાં ગોળ, દિકરી."

પરંતુ બંનેનાં હૃદય ઈંતેજારીથી ફફડી રહ્યાં હતાં.

લગભગ એકાદ પ્રહર થયો હશે ત્યાં એક પાલખી દરવાજા સામે આવીને ઊભી રહી. મણિએ દોડીને પાલખીનો પડદો ઊંચો કરી અંદર જોયું, જોતાં જ તે સાવ સ્તંભિત બની ગઈ. મોટીબાએ ઘરમાં બેઠાં બેઠાં પ્રશ્ન કર્યો: "કોણ આવ્યું છે, મણિ?"

મણિ કશો ઉત્તર આપી શકી નહિ, તે શંકિત નજરે એક વાર પાલખી સામે અને એક વાર મોટીબા તરફ જોઈ ચૂપચાપ ઊભી રહી. મોટીબાએ ઓસરી પરથી નીચે ઊતરતાં ઊતરતાં કહ્યું: "કેમ કશું બોલતી નથી? કોણ છે?"

એકાએક પાલખીની અંદર દૃષ્ટિ પડતાં જ મોટીબા ચીસ પાડી બોલી ઊઠયાં: "કોણ, મારો રમુ? અરે, શું થઈ ગયું છે?"

ત્રિપુરાસુંદરીની ચીસથી બે ચાર પડોશી આવી પહોંચ્યા. તેઓએ રમાનાથને ઉઠાવીને ઓરડામાં એક પથારી પર સુવાડયો. ત્રિપુરાસુંદરી રડવા લાગ્યાં. મણિ ન રડી. જરાપણ ગભરાટ કે ચંચળતા ન દર્શાવતાં, તે ધીરે ધીરે અચેતન રમાનાથના મસ્તક પાસે બેઠી, અને દાક્તરને બોલાવવા માટે એક પાડોશીને વિનતિ કરી. ત્રિપુરાસુંદરીએ પ્રશ્ન કર્યો: "કયા દાક્તરને બોલાવવો છે?"

"વિનોદ બાબુ..." મણિએ ઉત્તર આપ્યો.

એક નિઃશ્વાસ નાખીને મોટીબા બોલ્યાં: "શું વિનોદ આવશે?"

મણિએ કહ્યું: "જરૂર આવશે, એ દાક્તર છે."

પડોશી વિનોદ બાબુને તેડવા દોડતો ગયો.

થોડી જ વારમાં વિનોદ દવાની બૅગ સાથે હાજર થયો. ત્રિપુરાસુંદરીએ વિનોદના બંને હાથ પકડી લઈ રડતાં રડતાં કહ્યું: "વિનોદ, ભાઈ, રમુને બચાવજે..."

વિનોદ મોટીબાને આશ્વાસન આપી દરદીની ચિકિત્સામાં પ્રવૃત્ત થયો. ત્રિપુરાસુંદરીએ ઈંતેજારી બતાવતાં પ્રશ્ન કર્યો: "કેમ લાગે છે? કશી હરકત તો નહિ આવે ને?"

"મા, તમે જરાપણ ગભરાશો નહિ; માથા પર ચોટ લાગી છે...સારું થઈ જશે."

પરંતુ મણિએ કોઈ પ્રશ્ન ન કર્યો, જરા જેટલી ઈંતેજારી પણ ન દર્શાવી. તે ચૂપચાપ દાક્તરના કહેવા પ્રમાણે રોગીની પરિચર્યા કરવા લાગી. મણિનું અસાધારણ ધૈર્ય જોઈને વિનોદ વિસ્મય પામ્યો અને સંધ્યા વખતે આવવાનું કહી ચાલ્યો ગયો.

સંધ્યા પછી ફરી વાર આવીને વિનોદે રમાનાથની પરીક્ષા કરી. ત્યારપછી ઔષધપથ્યની યોજના મણિને સમજાવી; મોટીબા ઓરડા બહાર બેઠાં હતાં. વિનોદે મોટીબા સામે જોઈને કહ્યું: "કાં મા, શું આજ રસોડું બંધ જ રાખવું છે?"

મોટીબાએ દુઃખભર્યા અવાજે કહ્યું: "હવે કોના માટે રસોડું ખોલવું ભાઈ! રમુને સારું થશે એટલે ખુલશે."

વિનોદે કહ્યું: "એને સારું થતાં હજી બે દિવસ લાગશે; પરંતુ અત્યારે મારા માટે તો તમારે ચૂલો સળગાવવો જ પડશે."

મોટીબા આશ્ચર્યભરી નજરે વિનોદ સામે જોઈ રહ્યાં. વિનોદે જરા હસીને કહ્યું: "કદાચ આજની રાત મારે અહીં જ રહેવું પડશે, એટલે કશું જમ્યા વગર રાત નહિ કાઢી શકાય. ભૂખ સહન કરવાનો મને જરા યે અભ્યાસ નથી."

મોટીબા હસતે ચહેરે રસોડા તરફ ગયાં.

વિનોદે મણિ સામે જોઈને કહ્યું: "તું પણ જા અને કંઈક જમી લે. કોઈ ઉપવાસ કરે એથી દરદીને સારું થઈ જાય છે, એમ હું નથી માનતો."

મણિ ઊભી ન થઈ તેમ તેણે કશો ઉત્તર પણ ન આપ્યો. રમાનાથના ચહેરા સામે જોઈને તે નીરવ ભાવે બેસી રહી.

આખી રાત રોગીની સુશ્રૂષા ચાલી. ત્રિપુરાસુંદરી ઘડીક જાગ્યાં હતાં, ત્યારપછી એમ ને એમ ધરતી પર સૂઈ ગયાં. વિનોદ અને

મણિ એક પળ માટે પણ ન સૂતાં. વિનોદે મણિને સૂઈ જવા આગ્રહ કર્યો, ત્યારે તેણે કહ્યું: "મને ઊંઘ નહિ આવે."

પાછલી રાતે રમાનાથમાં જરા ચૈતન્ય આવ્યું. તેણે આંખો ખોલી અસ્પષ્ટ સ્વરે સાદ કર્યો: "મણિ!"

મણિ એના ઓશીકા પાસે જ બેઠી હતી. એને કંઈક તંદ્રા આવી ગઈ હતી. રમાનાથનો સાદ સાંભળીને તે ઝબકી ઊઠી; બોલી: "કેમ રમુભાઈ?"

રમાનાથે ક્ષીણ અવાજે કહ્યું: "ભૂલ...મોટી ભૂલ થઈ ગઈ છે મણિ, પણ તું રોષ ન કરતી."

મણિએ સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું: "ના રમુભાઈ, મને જરા યે રોષ નથી."

રમાનાથે વિનોદને કહ્યું: "તું...ના ના, હું તારો કોઈ નથી."

રમાનાથનો સ્વર જાણે દબાયેલા અભિમાનથી ભરેલો હતો; રમાનાથની છાતી ઉપર એક હાથ મૂકીને મણિ વ્યગ્ર થતી બોલી: "કોણ કહે છે રમુભાઈ, તમે કોઈ નથી?"

"તું રોષ ન કરતી મણિ, રોષ ન કરતી."

અસ્પષ્ટ અવાજે ચીસ પાડી ઊઠી રમાનાથ ફરી અચેત થઈ ગયો. સાથોસાથ મણિએ પણ હળવી બૂમ મારી: "રમુભાઈ, રમુભાઈ!"

વિનોદે એકદમ ઔષધપેટી ખોલીને એક ઔષધમિશ્રણ તૈયાર કર્યું. ત્યારપછી તરત રમાનાથના મોઢામાં એ મિશ્રણ રેડીને તે મણિને ઉદ્દેશીને બોલ્યો: "મારે એક વાર ઘેર જવું પડશે."

"અત્યારે?"

"એક દવાની જરૂર ઊભી થઈ છે."

"સવારે જાઓ તો નહિ ચાલે?"

વિનોદે કહ્યું : "ના, એ પહેલાં જ પાવાની જરૂર છે. અડધા કલાક પછી આ લાલ દવાનો એક ભાગ પાઈ દેજે. બનશે તો હું એ પહેલાં જ આવી જઈશ."

જરા ઉદ્વેગ સાથે મણિ બોલી : "પણ આટલી રાતે આપ એકલા..."

વિનોદ હળવું હાસ્ય વેરીને ચાલ્યો ગયો. મણિ ચૂપચાપ બેસી રહી. બાજુમાં એક પ્રદીપ ટમટમી રહ્યો હતો. અંધકારભર્યાં ગગનમાં શુક્રનો તારો હમણાં જ ઉદય પામ્યો હતો અને બારીમાંથી એનો ચળકાટ નિહાળી શકાતો હતો; પાછલી રાતનો શીતળ વાયુ ઉજાગરાથી તપ્ત થયેલા મણિના લલાટને સ્પર્શી રહ્યો હતો. સામે રમાનાથ આંખો મીંચીને પડ્યો હતો; એનું અભિમાનથી ઘવાયેલું વદન જાણે નીરવ બનીને પણ બોલી રહ્યું હતું: "તું રોષ ન કરતી મણિ, રોષ ન કરતી." ડાબા હાથની હથેળી પર માથાનો ભાર રાખીને મણિ બારી વાટે દેખાતા અંધકાર સામે સ્થિર નયને જોઈ રહી.

બીજે દિવસે રમાનાથની અવસ્થા ઠીક સુધારા પર આવી. સ્વાભાવિક ભાન પણ પાછું આવ્યું. બપોરના દાક્તરે આવી દવા બદલાવી. મણિએ પ્રશ્ન કર્યો: "હવે આપને કેમ લાગે છે?"

હસીને વિનોદે કહ્યું: "તને કેમ લાગે છે?"

મણિએ નીચી નજર રાખી શરમભર્યા અવાજે કહ્યું: "કંઈક ઠીક લાગે છે."

વિનોદે કહ્યું: "પણ મને તો ઘણું સારું દેખાય છે; કેમ, બરાબર છે ને?"

મણિ હળવું હસી. વિનોદે કહ્યું: "હવે બિલકુલ ભય નથી; તારા રમુભાઈ બચી ગયા છે."

મણિએ કહ્યું: "આપનું ઋણ કદી નહિ વાળી શકું."

વિનોદે હસીને કહ્યું: "ધીરધારનો આ ધંધો ખોટો નથી, ઉધાર લેનારા માલ લઈને કહે કે આ લેણું કદી નહિ ચૂકવી શકાય."

મણિએ કહ્યું: "તો પછી સમજ્યા વગર ધીરધાર કરનાર શા માટે આટલું બધું ઉધાર આપે છે?"

વિનોદે કહ્યું: "એ તો ઉધાર લેનારે પોતાની શક્તિનો વિચાર કરવો જોઈએ."

"જેની પાસે શક્તિ જેવું કંઈ છે જ નહિ, તેને વિચાર કરવાનું જ્ઞાન હોતું જ નથી."

વિનોદે હસીને કહ્યું: "તો પછી મને લાગે છે કે હવે ધીરધાર કરનારે જ સાવધ રહેવું પડશે. પણ એક વાત તો નક્કી છે, કે દેવાદાર એ દેવાદાર જ રહેશે."

મણિનો ચહેરો લાલ થઈ ગયો. રમાનાથે એક વાર આંખ ખોલીને બંધ કરી દીધી.

વિનોદ ચાલ્યો ગયો. ત્રિપુરાસુંદરીએ આવીને કહ્યું: "મણિ! શું તારે નાહવું-જમવું નથી?"

મણિએ કહ્યું: "હમણાં જ જાઉં છું, બા."

"તે હમણાં ક્યારે જઈશ? જરા વખત સામે તો જો; જા, ઝટ કર હવે."

ત્રિપુરાસુંદરી ચાલ્યાં ગયાં. મણિ ઊભી થઈને જવા તૈયાર થઈ ત્યાં રમાનાથે આંખો ખોલી ચારે તરફ જોયું. મણિએ પ્રશ્ન કર્યો: "શું જોઈએ છીએ, રમુભાઈ?"

"કશું નહિ. દાકતર વિનોદભાઈ..."

"એ તો ગયા."

"કેટલા વાગ્યા હશે?"

"ચાર થઈ ગયા હશે."

"શું હજી સુધી તેં સ્નાન-ભોજન કર્યું નથી?"

"હવે જાઉં છું ને."

જરા વાર ચૂપ રહીને રમાનાથે કહ્યું: "મારે માટે તને ખૂબ જ ચિંતા થતી હતી ખરું?"

મણિએ કહ્યું: "ચિંતાનું તો પૂછશો જ નહિ. તમને જ્યારે પાલખીમાંથી નીચે લીધા, ત્યારે તો જાણે અમારો શ્વાસ જ ઊડી ગયો હતો."

"ત્યાર પછી?"

"ત્યાર પછી મોટી બા તો પછડાઈને રડવા લાગ્યાં, મેં એકદમ વિનોદ ડાકતરને બોલાવવા હારૂમામાને મોકલ્યા."

"વિનોદ આવ્યો હતો?"

"કેમ ન આવે? તરત દવાની પેટી સાથે આવ્યા અને તમારા માથા પરનો ઘા ધોઈ પાટો બાંધ્યો અને તમને દવા પીવરાવી. સંધ્યા પછી તો તમારી સ્થિતિ એવી ભયંકર થઈ પડી હતી કે એમને આખી રાત તમારી પથારી પાસે જાગતા જ બેસી રહેવું પડ્યું."

એક હળવો નિઃશ્વાસ નાખીને રમાનાથ બોલ્યો: "શું તું પણ જાગી હતી?"

"વાહ, તમારી આવી સ્થિતિ હોય, અને મને ઊંઘ આવે?'

મોટી બાનો અવાજ આવ્યો: "અરે મણિ!"

રમાનાથે કહ્યું: "જા મણિ! મોડું થાય છે."

મણિએ કહ્યું: "અત્યારે થોડું દૂધ લેશો?"

"થોડી વાર પછી. તું સ્નાન—ભોજન પતાવીને દૂધ લઈ આવજે."

મણિ ચાલી ગઈ, રમાનાથ આંખો મીંચીને પડ્યો રહ્યો.

સ્નાન—ભોજન પરવારીને મણિ હાથમાં દૂધનો વાટકો લઈને ઓરડામાં આવી અને બોલી: "રમુભાઈ!"

રમાનાથે આંખ ઉઘાડી. મણિએ કહ્યું: "લ્યો, દૂધ પી લ્યો."

મણિ ધીરે ધીરે મોઢામાં દૂધ રેડવા લાગી, અને રમાનાથ પીવા લાગ્યો. દૂધ પીને રમાનાથ જરા સ્વસ્થ થયો. મણિએ પાંગથ પર બેસીને પ્રશ્ન કર્યો: "અત્યારે કેમ લાગે છે?"

રમાનાથે કહ્યું: "સારું છે...માત્ર માથું કંઈક ભારે લાગે છે."

મણિએ કહ્યું : “ વિનોદ બાબુ કહેતા હતા કે બે–ચાર દિવસ માથું ભારે રહેશે. ”

રમાનાથે હસીને કહ્યું : “ વધારે દિવસ આવું રહે તો સારું. ”

“ કેમ ? ”

“ આમ નિરાંતે સૂતાં સૂતાં તારા હાથની સેવા તો મળે. ”

મણિના ચહેરે શરમભર્યું હાસ્ય પ્રગટ્યું. રમાનાથે કહ્યું : “ તને જ મારા પર રીસ ચડી હતી ને ? ”

પોતાના પગ સામે નજર ટેકવીને મણિ કંઈક ભારે સાદે બોલી : “ હા; મને રીસ ચડી હતી, એવું તમને કોઈએ કહ્યું હશે. ”

મુગ્ધ નજરે મણિના શરમથી લાલ થયેલા વદન સામે જોઈને રમાનાથ બોલ્યો : “ છુપાવ્યું નહિ ચાલે મણિ, સાચે જ તે દિવસે તું રીસે ભરાઈ હતી. પણ મેં એનો બદલો ઓછો નથી વાળ્યો. કેમ, ખરું ને ? ”

મંદ હાસ્ય હસતાં મણિએ કહ્યું : “ ઘણો સરસ બદલો લીધો છે ! ”

રમાનાથે કહ્યું : “ શા માટે બદલો ન લઉં ? હું પુરુષ છું એટલે શું મારામાં રોષ ન હોય ? ”

મણિએ કહ્યું : “ રોષ ન હોય, એવું તો કોઈ મોટો શત્રુ પણ ન કહી શકે; પરંતુ રોષની સીમા તૂટી ગઈ હતી. ”

રમાનાથે હસતાં હસતાં કહ્યું : “ એટલું તો સમજાયું છે ને ? ”

“ ખૂબ સારી રીતે. ”

“ પણ કેવી રીતે સમજાયું ? ”

“ રિસાઈને માણસ શનિવારે ઘેર ન આવે. ”

રમાનાથ હસી પડ્યો; તેણે કહ્યું : “ સાચું છે મણિ, શનિવારે ખરેખર મારા મનમાં થયું હતું કે ઘેર ન જવું. પરંતુ જેમ જેમ

સમય થવા લાગ્યો, તેમ તેમ મનમાં ચિંતા ઉપજવા લાગી. લોકોનાં ટોળેટોળાં સ્ટેશન તરફ જઈ રહ્યાં હતાં, હું પણ ધીરજ રાખી શક્યો નહિ; થાકીને મેં સાતની ગાડી પકડી."

"મારા મનમાં પણ એમ જ થયું હતું. ત્યારપછી ટ્રેનનો અકસ્માત કેવી રીતે થયો ?"

"કેવી રીતે શું થયું, એ હું નથી જાણતો. ગાડી પૂરપાટ દોડતી હતી, હું બેઠો બેઠો અનેક વિચારો કરી રહ્યો હતો. અચાનક તોપ જેવો ધડાકો થયો અને સાથોસાથ ભયંકર આંચકો લાગ્યો. ત્યાર પછી શું થયું એ મને કશું યાદ નથી."

ધ્રૂજતા અવાજે મણિએ કહ્યું: "બાપ રે, સારા નસીબે પહેલા ડબામાં નહોતા બેઠા..."

હળવું હાસ્ય હસતાં રમાનાથે કહ્યું: "તો તો તારી રીસનો બદલો પૂરેપૂરો લેવાઈ જાત."

"જાઓ." કહીને મણિએ મોઢું ફેરવ્યું.

# ૧૬

સંધ્યાકાળ પછી ડૉ. વિનોદ આવીને રમાનાથને તપાસી ગયો. તેણે બે–ચાર પ્રશ્નો પૂછ્યા, રમાનાથે નજર ઊંચી કર્યા વગર જવાબ વાળ્યા. વિનોદના ગયા પછી રમાનાથે મણિને કહ્યું : " વિનોદ ખૂબ લાયક અને સંસ્કારી છે, ખરુંને મણિ ? "

મણિએ મોઢું ફેરવી ઉદાસ અવાજે કહ્યું : " હું શું જાણું ! "

રમાનાથે કહ્યું : " કેમ શું જાણું ? ખૂબ લાયક છે. વગર પૈસે કોઈ પણ દાક્તર આટલું કરી શકે ? તે સિવાય... "

મણિએ પ્રશ્ન કર્યો : " તે સિવાય શું ? "

રમાનાથે જરા અચકાઈને કહ્યું : " ના, કહું, એને ખોટ પણ શી હતી ? "

હસવું દબાવીને મણિ બોલી : " હં... "

રમાનાથે કહ્યું : " પૈસા તો ઘણા માણસો પાસે હોય છે. પૈસા હોવા છતાં પણ દાક્તર અને વકીલો શું પોતાનો સ્વભાવ કદી છોડી શકે છે ? "

મણિ ચૂપ રહી. રમાનાથ પોતાના મનથી બોલતો ગયો : " ગમે તેમ તોય કુળની ખાનદાની થોડી જાય છે ? " ઘડીભર ચૂપ

રહીને રમાનાથ ફરી બોલ્યો : " જોઉં છું, ભગવાન શું કરે છે. તું શું કહે છે મણિ ! સુપાત્ર તો કહી જ શકાય. પણ એક સ્ત્રી હયાત છે, એટલો જ વાંધો છે."

મણિ મોઢું દબાવીને હસી. રમાનાથે કહ્યું : " અને એ વાંધો કંઈ એવડો મોટો નથી. સ્ત્રી તો ઘરમાં આવવાની નથી...તું શું કહે છે ?"

મણિએ કહ્યું : " તમે શું મને સ્વયંવરા થવાનું કહો છો, રમુભાઈ ?"

જરા અચકાઈને રમાનાથ બોલ્યો : " ના ના, એમ નથી. પણ તું કાંઈ નાની કીકલી નથી...ઉમ્મર લાયક છે, સારા નરસાનો વિચાર કરી શકે છે. મારો તો એવો જ મત છે કે બાળલગ્ન કરવા કરતાં કન્યા સમજણી થાય ત્યારે જ એને પરણાવવી એ વધારે ઉચિત છે."

" પણ દવાનો એક ભાગ પી લેશો તો એ કરતાંય ઉચિત ગણાશે." મણિએ કહ્યું.

રમાનાથે હસીને કહ્યું : " તને એ ઉચિત લાગતું હોય તો એમ કર. પછી મને જેમ ઠીક લાગશે તેમ હું કરીશ."

" એ તો તમારી મરજી, પણ પહેલાં દવા પી લ્યો."

મણિના હાથમાંથી દવાની પ્યાલી લઈને રમાનાથ પી ગયો. ત્યાર પછી જરા સ્વસ્થ થઈ બોલ્યો : " તું ગમે તે કહે મણિ, પણ વિનોદ બાબુ જેવું રત્ન મળવું દુર્લભ છે. જેવું ઘર તેવો જ વર, પૈસા-ટકાનો પણ અભાવ નહિ, બધી રીતે યોગ્ય છે."

હાથમાં માળા લઈ ત્રિપુરાસુંદરી આવ્યાં. તેમણે કહ્યું : " કોણ બધી રીતે યોગ્ય છે, રમુ ?"

રમાનાથે ઉત્સાહપૂર્વક કહ્યું : "કોણ, મોટીબા? તમારું કામ પૂરું થઈ ગયું? બાપ રે! દિવસરાત તમારું કામ ચાલ્યા જ કરે છે."

જરા હસીને મોટીબા બોલ્યાં : "શું કરું, તું જ કહે, ઘરમાં ચાકરબાકર તો છે નહિ...કામ તો કરવું જ જોઈએ ને?"

રમાનાથે ગંભીર ચહેરે કહ્યું : "મોટીબા, મારા મનની ઇચ્છા તો એવી છે કે એક બે કામવાળી રાખીને તમને બેઠાં બેઠાં જમાડું. પરંતુ મારાં ભાગ્ય જરા કઠણ દેખાય છે!"

રમાનાથે એક લાંબો નિઃશ્વાસ નાખ્યો.

મોટીબા બોલ્યાં : "મારે નોકરચાકરની જરૂર નથી, રમુ! ભગવાન કરે ને આમ ને આમ હું વિદાય લઈ શકું."

ઊંચી નજર રાખીને મોટીબાએ માનસિક નમસ્કાર કર્યા. રમાનાથે કહ્યું : "વિદાયની વાત ન કહો, મોટીબા! તમે જશો પછી રહેશે કોણ? ના બા, તમે આવું બોલો છો ત્યારે મન ખૂબ જ મુંઝાઈ જાય છે."

હસીને મોટીબા બોલ્યાં : "પાગલ નહિ તો! હું શું આજે જ જવાની છું? પહેલાં તારાં લગ્ન કરું, મણિને ઠેકાણે પાડું; ત્યાર પછી જવાની વાત."

એક આસનિયા પર બેસીને મોટીબા બોલ્યાં : "હમણાં તું કોની યોગ્યતા માટે વાત કરી રહ્યો હતો?"

મણિ ધીરે ધીરે ઓરડામાંથી બહાર નીકળી ગઈ. રમાનાથે કહ્યું : "હું વિનોદબાબુ માટે કહેતો હતો. કેમ મોટીબા, સુપાત્ર છે ને? ઘરબાર, સ્થિતિ બધી રીતે સારું છે."

એક નિસાસો નાખીને મોટીબા બોલ્યાં : એ વાત હવે શા માટે, રમુ?"

"કેમ, એમાં કંઈ ગુનો છે ?"

"ગુનો તો નથી; પણ..."

"પણ શું ? એક વાર ના પાડી દીધી છે, એટલું જ ને ? પણ એથી શું થઈ ગયું ? અણુસમજથી ભૂલ થઈ જાય. મોટા મોટા મુનિઓ પણ ભૂલ ખાઈ જાય છે. એમાં હું તે કોણ માત્ર !"

મોટીબા ચૂપચાપ માળા ફેરવવા લાગ્યાં. રમાનાથે કહ્યું : "તમે કશી ચિંતા ન કરશો બા, મેં ભાંગ્યું છે ને હું જ જોડી દઈશ. તમારો રમાનાથ બધું કરી શકે છે, સમજ્યાં ?"

મોટીબાએ કહ્યું : "ભગવાન કરે ને એમ જ થાય."

રમાનાથે કહ્યું : "થાય શું, થઈ જ ગયું માનો ને ! એ લોકોને કન્યા તો પસંદ પડી છે ને ?"

"ખૂબ."

"કશું ઇચ્છતા તો નથીને ?"

"એક પૈસો પણ નહિ."

રમાનાથે બેઠા થઈ, તાળી પાડતાં ઉલ્લાસપૂર્વક કહ્યું : "બોમ ભોળાનાથ, હવે પાકું જ થઈ ગયું. વૈશાખ માસના હવે કેટલા દિવસ બાકી છે ?"

"દસ દિવસ."

"સારું, આ દસ દિવસમાં વિનોદ દાક્તર સાથે મણિનાં લગ્ન થઈ ગયાં છે, એ તમે લખી રાખજો."

ભાવિ આનંદની આશામાં મોટીબાનું વદન હર્ષોજ્જ્વલ બની ગયું રમાનાથે કહ્યું : "એ તો ઠીક, પણ આપણા વ્યવહારનું શું ? કશું દેવાનું નથી છતાં બે-ચાર ઘરેણાં, વરને આપવાની ભેટ, જમણ, ફૂલશય્યા—એ બધું ખરચ તો ખરું ને ? ખૂબ કરકસર કરશું તોય ચારસો પાંચસો રૂપિયા તો સહેજે થઈ જશે."

મોટીબાનું પ્રફુલ્લ વદન કંઈક ઝાંખું થઈ ગયું. તેમણે કહ્યું : "આટલા બધા રૂપિયા ક્યાંથી કાઢવા ?"

ઉશ્કેરાયેલા અવાજે રમાનાથે કહ્યું : "ગમે ત્યાંથી કાઢવા જ પડશે. તમે શું એમ માનો છો કે, આટલા દિવસ સુધી હું છાનો-માનો બેઠો છું ? જો કે વધારે ભેગા નથી કરી શક્યો, બસો રૂપિયા સેવિંગમાં પડ્યા છે. પછી ખૂટતા રહ્યા બસો, એટલા શું હું વ્યાજે નહિ મેળવી શકું ? સારું, એ તો જોયું જશે; પણ મોટી બા, લગ્ન વખતે એક ચીજ તો જોઈશે જ."

"કઈ ચીજ ?"

"વાજાં; વધારે નહિં તો શરણાઇવાળાની એકાદ ટુકડી. દરવાજા પર શરણાઇ નહિ વાગે તો..."

"દૂધ લાવું, રમુભાઈ ?"

રમાનાથે બારણા તરફ જોયું. જોતાં જ મણિનું વદન આંખ સામે આવ્યું. કેવું સુંદર વદન ! નિર્દોષ, સરળ અને હાસ્યોજ્જ્વલ ચહેરો ! દીપકનો પ્રકાશ પડવાથી એ વદન વધારે સુંદર અને ઉજ્જવળ દેખાઈ રહ્યું હતું. રમાનાથ બેઠો હતો તે સૂઇ ગયો. મણિએ પ્રશ્ન કર્યો : "દૂધ લાવું ?"

જરા ભારે સાદે રમાનાથ બોલ્યો : "થોડી વાર પછી."

મોટીબાએ મણિ સામે જોઇને કહ્યું: "તું તારે સૂઈ જા, હું દૂધ ગરમ કરીને આપીશ."

મણિ ચાલી ગઇ, રમાનાથ ચૂપ રહ્યો. મોટીબા બોલ્યાં : "શું થયું, રમુ ?"

રમાનાથે કહ્યું ; "કશું નહિ, જરા માથું પકડાયું છે."

મોટીબાએ કહ્યું: "તારે વધારે ન બોલવું જોઇએ. તું ઘડીક સૂઇ રહે, હું દૂધ ગરમ કરીને આપી જઇશ."

મોટીબા ઓરડામાંથી ચાલ્યાં ગયાં, રમાનાથ ચૂપચાપ પડ્યો રહ્યો. તેના મનમાં થયું: શું મણિએ આ વાતો સાંભળી હશે? એથી જ શું એના ચહેરા પર પ્રફુલ્લતા પ્રગટી હશે?

બીજે દિવસે વિનોદ આવ્યો ત્યારે રમાનાથે વાતવાતમાં કહ્યું: "વિનોદભાઈ, મારાથી એક મોટી ભૂલ થઇ ગઇ છે."

વિનોદે કહ્યું: "માણસથી જ ભૂલ થાય છે અને એ જરાયે અસ્વાભાવિક નથી."

રમાનાથે કહ્યું: "હવે હું એ ભૂલ સુધારવા માગું છું."

"ભૂલને સુધારવી એ ડાહ્યા માણસોનું કર્તવ્ય છે."

રમાનાથે ઘડીવાર શાન્ત રહીને કહ્યું: "શું આપ મને ક્ષમા કરી શકશો?"

વિનોદે હસીને કહ્યું: "આપે મારા માટે એવો કોઈ અપરાધ નથી કર્યો."

રમાનાથે એકદમ વિનોદના બંને હાથ પકડીને કહ્યું: "મે ઘણો ભારે અપરાધ કર્યો છે, મને ક્ષમા આપો વિનોદભાઇ, આપ જ મણિ માટે યોગ્ય છો."

વિનોદનું હૃદય કંપી ઊઠ્યું. તેણે પોતાના હાથ ખેંચી લઇ હળવા હાસ્ય સહિત કહ્યું: "મારા કરતાં પણ યોગ્ય માણસો ઘણા છે."

જરા નિરાશાભર્યા સાદે રમાનાથ બોલ્યો: "એ હોઇ શકે પણ મારી ઇચ્છા છે, કે મણિને આપના જ હાથમાં સોંપવી."

વિનોદ નમેલા ચહેરે ચૂપચાપ બેસી રહ્યો. રમાનાથે કહ્યું "એમ થશે તો મણિ પણ સુખી થશે, અને મને લાગે છે આપ પણ સુખી થશો."

વિનોદ મૌન રહ્યો. મૌન એ સંમતિનું સૂચક છે, એમ સમજીને રમાનાથ ઉત્સાહભર્યા અવાજે બોલ્યો : " शुभस्य शीघ्रम्. આવતા સોમવારે દિવસ સારો છે, એ દિવસે જ શુભ કાર્ય પૂરું કરવું છે."

વિનોદનું વદન પળ વાર માટે પ્રફુલ્લ બની ગયું, પરંતુ વળતી પળે વિષાદની ગાઢ છાયા એના ચહેરા પર ફરી વળી. રમાનાથ કોઈ દિશા તરફ ન જોતાં બોલ્યો : " હાશ, હું બચી ગયો. મણિના ભાગ્યમાં આવું..."

વિનોદે કહ્યું : " પણ રમાનાથભાઈ !"

રમાનાથે હસીને કહ્યું : " આ વાતમાં પણ બણને અવકાશ છે જ નહિ. હું અભિમાન નથી કરતો, પણ મણિ જેવી પત્ની મેળવવી એ ઓછા સૌભાગ્યની વાત નથી. વિનોદભાઈ, આ ઉપરાંત હું બરાબર જાણું છું કે મણિ આપને ચાહે છે. આપની સાથેનો સંબંધ તોડચા પછી મણિ મારા ઉપર એટલી રોષે ભરાઈ હતી કે..."

રમાનાથ ખડખડાટ હસી પડચો. હસતાં હસતાં બોલ્યો : " સાવ નિર્દોષ બાળક જેવી છે વિનોદભાઈ, વાતવાતમાં રોષ ! હવે મને એ રોષમાંથી છૂટકારો મળશે, હવે જે કંઈ રોષ કે ક્રોધ કરવો હોય તે તમારા ઉપર જ..."

એકાએક વિનોદના તીવ્ર દૃષ્ટિપાત સામે જોતાં જ રમાનાથ બોલતો અટકી ગયો. વિનોદે કહ્યું : " રમુભાઈ, આવું ન બોલો."

રમાનાથ ચમક્યો, વિસ્મય પામ્યો, ગભરાયો. વિનોદે ગંભીર અવાજે કહ્યું : " એ નહિ બને, રમુભાઈ!"

રમાનાથે ગભરાયેલા સાદે પ્રશ્ન કર્યો : " શું નહિ બને ?"

વિનોદ ઊભો થયો; નીરસ ગંભીર અવાજે એણે કહ્યું : " જેને ખાતર મારી માતાને અપમાનિત થવું પડ્યું છે, તે દેવકન્યા હોય

તો પણ, તેનો પ્રેમ અમૂલ્ય હોય તો પણ, હું એનો સ્વીકાર કરી શકું નહિ.”

વિનોદ તરત ચાલ્યો ગયો; રમાનાથ બાઘા જેવો બનીને બેસી રહ્યો.

“રમુભાઇ!”

મણિના તીવ્ર અવાજથી રમાનાથ ચમક્યો. તેણે મણિ સામે નજર કરી. મણિએ કહ્યું: “હું વિનોદ બાબુને ચાહું છું, એ વાત તમને કોણે કરી?”

રમાનાથ બોલ્યાચાલ્યા સિવાય નમેલે ચહેરે બેસી રહ્યો. મણિએ કહ્યું: “તમારે ખાતર શું મારે રસ્સીનો આશરો લેવો પડશે?”

રમાનાથે ગુન્હેગાર જેવી નજરે મણિ સામે જોઈને કહ્યું: “મને માફ કર મણિ, એક ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવા જતાં, બીજી ભૂલ કરી બેઠો. પણ મણિ, કેવળ તારા સુખને ખાતર...”

રમાનાથ વધુ બોલી શક્યો નહિ. બંને હાથે મોઢું દબાવીને એ રડી પડ્યો. પણ મણિ જરાય નરમ ન થઈ; તે ઉગ્ર અને શુષ્ક અવાજે બોલી: “હું પગે લાગીને કહું છું કે મારા સુખને માટે તમે જરાય ચિંતા કરશો નહિ; તમને મારા સોગંદ છે.”

આટલું કહીને મણિ ઉતાવળે પગલે ચાલી ગઈ; રમાનાથ ભારે વિમાસણ વચ્ચે પડ્યો રહ્યો.

**રા**મજયે કહ્યું: "એ નહિ બને, મા."

ગૃહિણીએ કહ્યું: "કેમ નહિ બને, રામજય?"

રામજય બોલ્યો: "એ લોકો સારા નથી; એ વખતે..."

અન્નપૂર્ણા દેવીએ કહ્યું: "એ વખતે એ લોકોએ સંબંધ તોડી નાખ્યો હતો, પણ આ વખતે એ લોકો પોતાની ભૂલ સમજીને ઠેકાણે આવ્યા છે."

"આપને કહેવા કોણ આવ્યું હતું?"

"ત્રિપુરાસુંદરી પોતે."

"પણ આપ પેલા છોકરાને નથી ઓળખતાં."

"એ તો અડધો પાગલ છે, પરંતુ આ વખતે તો એ પણ સંમત થયો છે"

રામજયે ફરી પ્રશ્ન કર્યો: "સંમત થયો છે?"

"હા, વિનોદે એને મોતના મોઢામાંથી બચાવ્યો હતો ને..."

"ઓહ" કહી જરા વિચારીને રામજય બોલ્યો: "એ લોકો શું આપશે?"

અન્નપૂર્ણાદેવીએ મક્કમ અવાજે કહ્યું: "એક પૈસો પણ નહિ."

"પણ લગ્નનું ખરચ..."

"આપણે જ ભોગવવાનું છે."

રામજય ફાટી આંખે ઘડીભર ગૃહિણીના ચહેરા સામે જોઈ રહ્યો; ત્યાર પછી વિસ્મયભર્યા અવાજે બોલ્યો: "તમે પણ પાગલ થઈ ગયાં લાગો છો મા! ઘરના પૈસા કાઢીને શું કોઈ દિવસ દિકરો પરણાવાય?"

હસીને ગૃહિણીએ કહ્યું: "એ સાચું, પણ ઉપાય શું? એ લોકો પાસે કશું નથી."

રામજયે જરા તીવ્ર અવાજે કહ્યું: "એ લોકો પાસે કશું નહિ હોય, પણ બીજાઓ પાસે તો છે. ગોવિંદપુરના શિવુ ચૌધરીનું નામ સાંભળ્યું છે? મોટા જમીનદાર છે, વાર્ષિક આવક અર્ધા લાખ રૂપિયાની છે. બાગ-બગિચા, તળાવો, ભવ્ય મકાનો, નોકર-ચાકરો વગેરે ઘણું ઘણું છે."

ગૃહિણીએ કંઈ જ બોલ્યા ચાલ્યા સિવાય હળવું હાસ્ય વેર્યું. રામજય ઉત્સાહપૂર્વક બોલવા લાગ્યો: "એની જ કન્યા, કન્યા નથી પણ પરી છે, પરી! ઉપરથી પાંચ હજાર રોકડા અને કન્યાને સોનેથી મઢશે, સોનેથી! એ સિવાય વરની ભેટ, ફૂલશય્યા વગેરે તો જુદું."

ગૃહિણીએ મૌન સેવ્યું. રામજય બોલ્યો: "અને જરા આનાકાની કરીએ તો બે હજાર વધુ મળશે. તમે મનમાં એમ ન માનતાં કે રામજય છાનોમાનો પડ્યો રહ્યો છે. જે દિવસે રમાનાથ રોકડું પરખાવી ગયો હતો, તે દિવસથી જ મેં ઘટકને રોક્યો છે, મારે તો દેખાડી દેવું છે કે વિનોદરાયનાં લગ્ન કેવાં મોટા ઘેર થાય છે. બધું નક્કી છે, માત્ર તમે દિવસ નક્કી કરી આપો એટલે વાત પૂરી થાય."

ગૃહિણીએ જરા ગંભીર અવાજે કહ્યું: “પણ મેં વચન આપી દીધું છે.”

જરા અકળાઈને રામજય બોલ્યો: “વચન આપ્યું તો એમાં શું થઈ ગયું? કલિયુગમાં કોઈ ભીષ્મ નથી કે વચનથી જરાય ડગે નહિ. અને એ લોકોએ એકવાર ક્યાં વચન નથી તોડયું!”

રામજયના ચહેરા સામે જોઈને ગૃહિણીએ ગંભીર સાદે કહ્યું: “એ લોકોએ તોડયું એટલે શું મારે પણ તોડવું?”

રામજયનો ચહેરો જરા સંકોચાઈ ગયો. નીચી નજરે બેઠો બેઠો તે હાથ ઘસવા લાગ્યો. ગૃહિણીએ કહ્યું: “એ મારાથી નહિ બની શકે, રામજય!”

રામજયે જરા ઢીલા થતાં કહ્યું: “તો પછી આટલા બધા રૂપિયા...”

“સંસારમાં શું રૂપિયા જ મોટા છે?”

રામજય ગંભીર અવાજે બોલ્યો: “કોણ મોટું છે એ હું નથી જાણતો, મા! પણ મારી ચૌદ પેઢીમાં કોઈએ કદી પણ હજાર રૂપિયા જોયા નથી, એટલે મારી નજરે તો રૂપિયા જ મોટા છે. છતાં જે લોકો શ્રીમંત છે, એમની આગળ તો રૂપિયાની કશી કિંમત નથી.”

જરા હસીને અન્નપૂર્ણાદેવી બોલ્યાં: “રોષ ન કરીશ રામજય, પૈસો ખૂબ મોટો છે, એ તો હું પણ જાણું છું; પણ પૈસા કરતાં યે વચનની કિંમત ખૂબ જ મહાન છે; અને એ કરતાં પણ મોટી વાત છે મારા પુત્રનું સુખ.....”

“પુત્રનું સુખ!” રામજય વિસ્મયભરી નજરે ગૃહિણીના ચહેરા સામે જોઈ રહ્યો. ગૃહિણીએ કહ્યું: “મેં જાણ્યા વિચાર્યા વગર વચન નથી આપ્યું, રામજય!”

રામજયે કહ્યું: "હું સમજ્યો છું, એ લોકોની વિનતિ-પ્રાર્થનાથી..."

વચ્ચે જ દેવી અન્નપૂર્ણા બોલી ઊઠયાં: "એમ નથી, માત્ર એ લોકોની વિનતિને વશ બનીને હું આવડું મોટું અપમાન માથા પર ન ઉપાડી લઉં. હું તો માત્ર વિનોદનો ચહેરો જોઈને જ કામ કરી રહી છું."

"હું સમજી શકયો નહિ, મા."

"વિનોદની પૂરી ઇચ્છા છે કે ત્યાં જ એનાં લગ્ન થાય."

રામજયે આશ્ચર્યભરી નજરે જોઈને પ્રશ્ન કર્યો: "આ શું કહો છો મા! વિનોદની ઇચ્છા?"

"હા."

"વિનોદે કશું કહ્યું હતું?"

મૃદુ હાસ્યસહ વિનોદની મા બોલ્યાં: "પાગલ નહિ તો. એવી વાત શું કોઈ મોઢામોઢ કરી શકે છે?"

"ત્યારે આપે કેવી રીતે જાણ્યું?"

"વાતચિતના વ્યવહાર પરથી."

"બરાબર સમજ્યાં છો?" આગ્રહભરી નજરે રામજય મા સામે જોઈ રહ્યો.

હસતાં હસતાં અન્નપૂર્ણાએ કહ્યું: "પુત્રના મનની વાત સમજવામાં માને કદી પણ ભ્રમ થતો નથી."

રામજયે માથું નમાવી કહ્યું: "હં, ત્યારે વિનોદની સંમતિ છે..."

"પૂરેપૂરી."

જરા માથું હલાવી રામજય બોલ્યો : "આ વાત મને અગાઉથી કહી હોત તો...ચૂલામાં જાય શિવુ ચૌધરી, ચૂલામાં જાય એના રૂપિયા. લગ્નનું ખરચ...ઠીક, એ તો અંગત ખર્ચમાં લખાઈ જશે. ખરું છે મા, પૈસો એ મોટી વાત નથી...અને પૈસો લઈને પુત્ર પરણાવવો એ તો એક મહાન પાપ છે. કન્યાવિક્રયની માફક વરવિક્રય પણ સામાજિક ગુનો છે. આપણે એવો પૈસો નથી જોઈ તો. વિનોદને ક્યાં નાણાંની ખોટ હતી!"

બંને પક્ષમાં રામજય સંમતિ આપી શકે છે, એ જોઈને અન્નપૂર્ણાદેવી પોતાનું હાસ્ય રોકી શક્યાં નહિ. રામજય ઊભો થયો અને બોલ્યો : "તો પછી હવે આ વાતમાં કશો વાંધોવચકો તો નથીને ?"

"ના."

રામજયે કહ્યું : "સારું, ત્યારે હું આપણા તરફની સઘળી તૈયારી કરું છું. વિનોદ તો આમાં સંમત છે ને ?"

અન્નપૂર્ણાદેવીએ હસીને કહ્યું : "જો ભાઈ, હું સોગંદ ખાઈને કશું કહી શકતી નથી, તને શંકા હોય તો તું વિનોદને પૂછી જો."

માથા પર હાથ ફેરવતાં ફેરવતાં રામજય બોલ્યો : "એવી કંઈ જરૂર નથી. જવા દો, વિનોદ સુખી થાય એટલે પત્યું. તો પછી હવે છ દિવસ જ રહ્યા, આ દરમ્યાન સઘળું કરી નાખવું પડશે. આજે જ ધનાને બોલાવીને શરણાઈવાળાનું નક્કી કરી નાખું. શરણાઈ–વાજાં વગર લગ્ન શોભશે જ નહિ. જોઉં, પહેલાંના લગ્નની યાદી પણ તપાસી જોઉં."

પહેલાંના લગ્નની યાદીનું કહેતાં જ રામજયનો ચહેરો જરા ઝાંખો પડી ગયો. ગૃહિણીએ એક હળવો નિઃશ્વાસ નાખ્યો. રામજય

વિચારતો વિચારતો ધીરે ધીરે ચાલ્યો ગયો. ગૃહિણી મંદિરમાં જવા માટે ઊભાં થયાં.

વિનોદે આવીને સાદ કર્યો: "મા!"

"કેમ વિનુ?"

"યાત્રાએ જવું છે, મા?"

પુત્રના ચહેરા સામે જોઈને અન્નપૂર્ણા ધ્રૂજી ઉઠી.

વિનોદે કહ્યું: "યાત્રાએ જવાની તમારી ઘણા સમયની ઇચ્છા છે. જવું છે?"

"ક્યારે?"

"આજ રાતની ગાડીમાં."

માતા સ્થિર નજરે પુત્રના વિષાદભર્યા ગંભીર ચહેરા સામે જોઈ રહી. વિનોદ નજીક આવીને માના પગ પાસે બેસી ગયો. અન્નપૂર્ણાએ પુત્રના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં સ્નેહપૂર્ણ સ્વરે પૂછ્યું: "શું થયું છે, વિનુ?"

ઝાંખું હાસ્ય હસતાં વિનોદે કહ્યું: "કશું નહિ મા, ચાલો, થોડા દિવસ ફરી આવીએ."

"જઈશું, પણ થોડા દિવસો પછી."

"પછી શા માટે?"

"આવતા સોમવારે મણિનાં લગ્ન છે."

"પણ હજી મૂરતિયાનું તો ઠેકાણું નથી."

"મેં નક્કી કરી નાખ્યું છે."

"પણ હું ના પાડી આવ્યો છું."

અન્નપૂર્ણા વિસ્મયભરી નજરે પુત્રના વદન સામે જોઈ રહી.

રામજય હાથમાં કાગળ પેન્સિલ લઈને આવ્યો અને બોલ્યો: "ભેટસોગાદ આપવા માટે શું શું જોઈશે, એ જરા કહો તો મા."

ગૃહિણીએ ધરતી સામે જોયું. વિનોદે રામજય સામે જોઈને કહ્યું: "આજ રાતે કાશી તરફ જવાની સઘળી વ્યવસ્થા કરી રાખજો, કાકા."

રામજયે વિસ્મય પામતાં પ્રશ્ન કર્યો: "કોણ જવાનું છે?"

"હું અને મા."

રામજયે કહ્યું: "લગ્ન?"

"લગ્ન નહિ થાય." વિનોદે ઉત્તર આપ્યો.

રામજયના હાથમાંથી કાગળ પેન્સિલ નીચે પડી ગયાં.

મોટીબાએ પ્રશ્ન કર્યો: "શું થશે, રમુ?"

રમાનાથે કહ્યું: "થાય શું બીજું, શું દેશમાં કોઈ બીજા મૂરતિયા છે જ નહિ?"

"પણ આટલા દિવસોથી ઐક્ય નથી મળ્યો."

"વખત થશે એટલે આપોઆપ મળી જશે."

મોટીબાએ કહ્યું: "વખત તે ક્યારે થશે?" એને પંદરમું તો બેઠું."

રમાનાથે કહ્યું: "અગાઉના સમયમાં ઉચ્ચ જાતિને ઘેર વીસ પચીસ વર્ષે લગ્ન થતાં."

"અગાઉની વાત અગાઉ ગઈ. અત્યારે તો બાર વર્ષ પૂરાં થાય ત્યાં તો લોકો ટીકા કરે છે."

વિરક્તિ સહિત રમાનાથ બોલ્યો: "ભલેને ટીકા કરે, એથી શું થવાનું હતું?"

મોટીબાએ કહ્યું: "થાય શું બીજું, છેવટે નાતબહાર મુકાવું પડશે."

"ભલે. પણ હું યોગ્ય મૂરતિયો મળ્યા વગર લગ્ન નહિ થવા દઉં."

મોટીબાએ કહ્યું: "ભાઈ, યોગ્ય મૂરતિયો કંઈ રેઢો નથી પડયો. આ કમભાગી કન્યાને લેવા માટે એવો કોણ નવરો બેઠો છે?"

ક્રોધભરી નજરે મોટીબા સામે જોઈને રમાનાથ બોલ્યો: "ભલે કોઈ મૂરતિયો ન મળે, મણિ કુંવારી જ રહેશે."

મોઢું ફેરવી મોટીબા માળા ફેરવવા લાગ્યાં; રમાનાથે ધૂમ્રપાનમાં મન પરોવ્યું.

થોડી વાર પછી મોટીબાએ કહ્યું: "સામા મહોલ્લાવાળા ચક્રવર્તીને ઓળખે છે?"

"મહેશ ચક્રવર્તી?"

"હા."

"સારી રીતે ઓળખું છું. એણે જ પ્રપંચ રચીને વિનોદની વહુને ઘરબહાર કઢાવી મૂકી હતી. શું એ અહીં આવ્યા હતા?"

"ના, કાલે એની વહુ મળી હતી."

"પછી?"

"એણે ઘણી વાતો કહી, મણિની ઉમ્મર મોટી થઈ ગઈ છે એ જાણીને એમણે દુઃખ જાહેર કર્યું; વળી પાંચ માણસો ગમે તેવી વાતો કરે છે પણ ચક્રવર્તી મહાશય બધાનાં મોઢાં બંધ રાખી રહ્યા છે, એ વાત પણ જણાવી."

જરા હસીને રમાનાથ બોલ્યો: "હં, ચક્રવર્તી મહાશય ખૂબ જ પરોપકારી છે."

"એને એક દિકરો છે ને?"

"હા."

"હજી એનાં લગ્ન નથી થયાં."

રમાનાથે કહ્યું : "અડધાં લગ્ન થયાં હતાં; એ તો હાથે મીંઢળ બાંધીને પાછો આવ્યો હતો."

"છોકરો કેવો છે?"

"ખરાબ નથી. શું મણિ માટે નક્કી કરી નાખ્યું છે?"

મોટીબાએ જરા થોથરાતાં કહ્યું : "નક્કી તો નથી કર્યું, એની માએ જ વાત કાઢી હતી."

"તમે શું જવાબ દીધો?"

"સ્પષ્ટ જવાબ નથી દીધો; મેં કહ્યું કે હું રમાનાથને પૂછીને જણાવીશ."

હાથમાંનો હુક્કો દિવાલ પાસે ટેકવીને રમાનાથ બોલ્યો : "સારું કર્યું, હવે આવે તો રોકડું પરખાવી દેજો."

જરા સંકોચ સહિત મોટીબા બોલ્યાં : "કેમ રોકડું..."

"સાફ ના સંભળાવી દેજો."

"પણ કારણ તો કહે! શું છોકરામાં કંઈ દોષ છે?"

હળવું હાસ્ય હસતાં રમાનાથે કહ્યું : "બીજો કંઈ દોષ નથી, જરા ચારિત્ર્ય નબળું છે."

એ સાંભળીને મોટીબા થથરી ગયાં. એમને વિચારવાનું કારણ હતું. રમાનાથ સમક્ષ ન બોલવા છતાં પણ તેઓ મહેશ ચક્રવર્તીની વહુની વાતો પર મુગ્ધ બનીને આશા આપી આવ્યાં હતાં; હવે એને શો ઉત્તર આપવો, એ જ એમને માટે કઠિન પ્રશ્ન થઈ પડયો.

રમાનાથે આળસ મરડીને પ્રશ્ન કર્યો : "તમારો જપ પૂરો થયો બા?"

મોટીબાએ કહ્યું : "હા. ચાલ તને જમવા પીરસું. અત્યારે તો મણિ જ મારા માટે જપતપ થઈ પડી છે."

જરા હસીને રમાનાથ બોલ્યો: "તેથી જ માળા છોડતાં નથી ખરું?"

મોટીબાએ ચમકીને કહ્યું: "આ તું શું કહે છે રમુ! માળા છોડી દઉં? આ જન્મારો તો પૂરો થવા બેઠો, હવે આવતા જન્મારાનું પણ કંઈક વિચારવું જોઈએ ને!"

રમાનાથે કહ્યું: "જરૂર, માળા ફેરવતાં ફેરવતાં લગ્નની અને સંસારની વાતો વિચારવાથી જરૂર આવતો જન્મારો સુધરી જશે."

"જેટલું બને તેટલું." કહીને મોટીબા ઊઠ્યાં અને મણિને સાદ કરી રસોડા તરફ ગયાં. રમાનાથે કહ્યું: "મણિ સૂઈ ગઈ હોય એમ લાગે છે."

મોટીબાએ કહ્યું: "સૂઈ ગઈ છે? ક્યાં? ઓરડામાં બેઠી બેઠી ચોપડી વાંચતી હશે."

રમાનાથે મણિના ઓરડામાં ડોકિયું કરીને જોયું. ઓરડામાં દીવો બળતો હતો. પણ મણિ વાંચતી નહોતી. ચોપડી એના ખોળામાં પડી હતી, અને તે ખાટ પર બેઠી ગંભીર વિચારમાં ગરકાવ થઈ ગઈ હતી. રમાનાથના મનમાં થયું: મણિને આટલી બધી ચિંતા શેની હશે?

**બીજે** દિવસે રવિવાર હતો. રમાનાથ બજારમાં જતો હતો ત્યાં એકાએક મહેશ ચક્રવર્તી સાથે ભેટો થઈ ગયો. ચક્રવર્તીએ હસીને કહ્યું: "કેમ છો, રમુભાઈ! જુઓ ને, હું તમને જ સંભારી રહ્યો હતો. તમે સવારે જ સમાચાર મોકલવાના હતા; કેમ પછી શું થયું?"

રમાનાથે વિસ્મયભરી નજરે એની સામે જોયું. ચક્રવર્તી મહાશયે કહ્યું: "તો પછી તમે મૂરતિયાને જોવા ક્યારે આવવાના છો? આમ તો કન્યાને ને મૂરતિયાને બધાએ જોયેલ જ છે...આ તો સમજ્યાને, વાત પાકી કરવા પૂરતું..."

પછી બાજુમાં ઊભેલા રાય મહાશય સામે જોઈને કહ્યું: સંબંધો તો ઘણા સારા આવે છે, એક ઠેકાણેથી બારસો રૂપિયા રોકડા પહેરામણીમાં મળે છે, પણ આજકાલના છોકરાઓ રૂપિયા સામે નજર જ કરતા નથી. હં, ત્યારે રમાનાથભાઈ, તમે ક્યારે આવશો? જમી પરવારીને આવશો ને?"

રમાનાથ તો સાવ બાઘા જેવો જ બની ગયો હતો. ચક્રવર્તીએ માથું હલાવતાં કહ્યું: "તમારે કશી ચિંતા કરવાની નથી, સમજ્યાને રમુભાઈ! તમે જે આપશો તે ચાલશે. સમજ્યાને, દીકરાને વેચવાનો મારો ધંધો નથી; કન્યા સારી હોય એટલે બસ."

રમાનાથે ગંભીર સાદે કહ્યું: "ચક્રવર્તી મહાશય!"

ચમકીને ચક્રવર્તી મહાશયે રમાનાથ સામે જોયું. રમાનાથે વજ્ર સરખા ગંભીર અવાજે કહ્યું: "આ ગામમાં હજી ઘણાં તળાવો છે, અને એમાં પાણી પણ ઘણું છે."

બાજુ પર થઈને રમાનાથ સડસડાટ ચાલ્યો ગયો. ચક્રવર્તી મહાશય વિસ્મયથી સજ્જડ બનીને ઊભા રહ્યા. રાય મહાશયે પ્રશ્ન કર્યો: "શું હકીકત છે, મહેશ?"

ફિક્કું હાસ્ય હસીને ચક્રવર્તી બોલ્યા: "પાગલ? સમજ્યા ને, સાવ પાગલ! છોકરી પંદરમા વર્ષે બેઠી છે, સ્ત્રીધર્મમાં આવી ગયાની તો જરા યે શંકા નથી. પરંતુ શું કરું, ગઈ કાલે કન્યાની

મોટીબાએ આવીને ખૂબ રડારોળ કરી મૂકી. સમજ્યાને, ડોશીનાં આંસુ જોઈને ઘરમાંથી મન પીગળી ગયું, એટલે નછૂટકે મારે હા કહેવી પડી હતી. નહિ તો આવી છોકરીને તે ઘરમાં કોણ લાવે ? સારું થયું કે આપોઆપ ઉપાધિ ટળી ગઈ. ધર્મ સૌનું રક્ષણ કરે છે..."

"હં..." કહીને રાય મહાશય હળવું હસ્યા. એ હાસ્ય પાછળ કટાક્ષ હતો, એમ સમજવા છતાં પણ ચક્રવર્તી મહાશયને પરાણે હસવું પડ્યું.

**વારાણસી,** પ્રયાગ, વૃંદાવન, મથુરા વગેરે સ્થળે યાત્રા કરીને વિનોદ પોતાની માતા સાથે હરદ્વાર આવ્યો. હરદ્વારમાં એત્રણ દિવસ રહીને પુષ્કર જવાનું વિચાર્યું. અન્નપૂર્ણાએ કહ્યું: "ભાઈ, હવે તો ઘેર જવું જોઇએ."

વિનોદે કહ્યું: "કેમ મા, આવાં સુંદર તીર્થો શું તમને ગમતાં નથી?"

માએ કહ્યું: "હવે તો અકળામણ થાય છે; ઘેર જવા માટે મન વ્યગ્ર બની ગયું છે."

વિનોદે હસીને કહ્યું: "તમારી કદી મુક્તિ નહિ થાય, મા!"

હસીને માએ કહ્યું: "ગાંડા, મા તે કદી છુટકારો ઇચ્છતી હશે?"

"ત્યારે?"

"મા તો કેવળ પુત્રને જ ઇચ્છે છે. પુત્ર એ જ માની મુક્તિ છે, માનું સ્વર્ગ છે."

વિનોદ વિસ્મયભરી નજરે જનનીના સ્નેહપૂર્ણ વદન સામે જોઇ રહ્યો. માએ કહ્યું: "તેં સાંભળ્યું નથી, યશોદાએ કૃષ્ણને ભગવાન

જાણવા છતાં પણ કોઇ દિવસ પુત્ર પાસેથી મુક્તિ નહોતી માગી, માત્ર પુત્રરૂપી કૃષ્ણને જ સેવ્યા હતા."

ભક્તિભર્યાં નયને મા સામે જોઇને વિનોદ મૂંગો રહ્યો.

અન્નપૂર્ણાએ કહ્યું: "હવે ઘેર જવું છે કે નહિ, એ કહે."

"જેવી આપની ઇચ્છા. પણ ઘેર જતાં પહેલાં એક વાર શ્રી-ક્ષેત્રનાં દર્શન કરી આવવાં છે."

"એમાં મારો વિરોધ નથી, પણ શ્રીક્ષેત્રથી બારોબાર ઘેર જવું પડશે; પછી તારી કોઇ વાત હું નહિ સ્વીકારું."

થોડા દિવસો પછી વિનોદ માતા સાથે શ્રીક્ષેત્ર આવી પહોંચ્યો.

સ્નાનયાત્રાનો પ્રસંગ હોવાથી એ વખતે શ્રીક્ષેત્રમાં મેળો ભરાયો હતો. ઘણી મહેનતે એક સારું મકાન શોધીને વિનોદ માતાને દર્શન કરવા લઇ ગયો. સાંજને વખતે વિનોદ એકલો સમુદ્રદર્શને ગયો.

વિશાળકાય સાગર! કેવું વિરાટ, કેવું મહાન દસ્ય! અગાધ અનંત અપરિમેય જળરાશિ! નીલ, ગંભીર, પ્રશાંત જળરાશિ દષ્ટિ-માર્ગને પણ રૂંધી રહેલ છે, અને સાગરનો છેડો જાણે ગગન સાથે આલિંગન કરીને અનંતમય બની ગયો છે, સાગર અને અનંતનું જાણે અપૂર્વ મિલન થયું છે! કિનારા પાસેનું પાણી અસ્થિર અને તરંગોને લીધે ચંચળ છે. તરંગો ઉપર તરંગો આવીને કિનારા પર ગુલાંટ મારી રહેલ છે, જાણે રમણે ચડેલું બાળક વારંવાર માતાની ગોદમાં બેસે છે અને ફરી પાછું હસતું હસતું નાચતું કૂદતું જનનીના ખોળામાંથી દૂર દૂર ચાલ્યું જાય છે! તરંગોના મસ્તકે જાણે શ્વેત ફીણોની શતદળમાળા ઝૂલી રહી છે.

વિનોદ આનંદપૂર્વક આ વિરાટ્ દસ્ય નિહાળવા લાગ્યો.

અચાનક મધુર હાસ્યધ્વનિથી ચમકીને વિનોદે પાછળ નજર ફેરી. જોયું તો કેટલીક બંગાળી સ્ત્રીઓ સાગરકંઠે આનંદકિલ્લોલ

કરતી વિચરી રહી છે. કોઈ હસે છે, કોઈ સાગરતરંગો સાથે કલ્લોલ કરે છે, કોઈ કરચલાનાં નાનાં નાનાં બચ્ચાંઓની આસપાસ રમી રહી છે. સાગરતરંગો સફેદ ફીણના ઢગલા સાથે ધસમસી રહ્યાં છે, રમણીઓ હસી હસીને પાછી ખસે છે, કોઈ કોઈ વાર એ નારીઓના વસ્ત્રને તરંગોનો સ્પર્શ પણ થઈ જાય છે; અને હાસ્યકલરવથી વાતાવરણ મનોરમ બની જાય છે. આ આનંદકલ્લોલ કરતી સ્ત્રીઓ તરફ નજર કરતાં જ એકાએક વિનોદ કોઈનું પરિચિત મુખ જોઈ શક્યો. આ શું ! આ ચહેરો અહીં ક્યાંથી ! વિનોદ વધુ વાર એ દિશા તરફ જોઈ શક્યો નહિ; બંને હાથ વડે મોઢું ઢાંકી દઈ એ ઊભો રહ્યો.

થોડી વાર પછી વિનોદે મોઢા પરથી હાથનો સંપુટ અળગો કરી જોયું તો સ્ત્રીઓ ઘણે દૂર ચાલી ગઈ હતી. વિનોદ ધીરે ધીરે પોતાના ઉતારા તરફ ગયો.

બીજે દિવસે સ્નાન કરીને વિનોદ મા સાથે મંદિરમાં ગયો. મંદિરમાં લોકોની ભીડનો પાર નહોતો. આ ભીડ ભેદીને અન્નપૂર્ણા રત્નવેદી સુધી જઈ શક્યાં નહિ. પંડ્યાની મદદ વડે ગીર્દી દૂર હઠાવીને માને અંદર લઈ જવા વિનોદ તૈયાર થયો, પણ તેઓ સંમત ન થયાં; તેમણે જરા હસીને કહ્યું : “ધક્કા મુક્કી કરવાની જરૂર નથી; ભગવાનનાં દર્શનનો લાભ તો અહીંથી પણ મળી જાય છે.”

અન્નપૂર્ણા દેવી ભગવાનનાં દર્શન માટે સ્થિર નજરે મંદિરના ગર્ભદ્વાર તરફ જોઈ રહ્યાં. પરંતુ વિનોદ ભગવાનને ન જોઈ શક્યો, તેની ચંચળ દૃષ્ટિ લોકોની ભીડ વચ્ચે ચારે તરફ જોવા લાગી.

ફરી પાછો એનો એ ચહેરો ! ઓહ ! જરા દૂર ઊભી રહીને આ કઈ સ્ત્રી ભગવાન સામે એકધ્યાને ભક્તિભર્યા ભાવથી નિહાળી રહી છે ! એની દૃષ્ટિમાં ચંચળતા નથી, પલક નથી, નયનકિનારે

મોતી જેવાં એ આંસુ ચળકી રહ્યાં છે, સમગ્ર મુખમંડળ ભક્તિના મહિમાથી શોભી રહ્યું છે. વિનોદ ટગરટગર નજરે એ ચહેરા સામે જોઈ રહ્યો.

આ વખતે કેવળ વિનોદે એકલાએ જ આ ચહેરો જોયો હતો એમજ નહિ પરંતુ એ વદનથી શોભી રહેલી સ્ત્રી પણ વિનોદને જોઈ શકી. પાછળની ભીડનો ધક્કો લાગતાં તેણે પાછળ જોયું તો પળવાર માટે ચારે આંખો એક બની ગઈ. વળતી પળે મોઢા પર પાલવ ઢાંકીને એ સ્ત્રી જનતા વચ્ચે ચાલી ગઈ.

મકાન પર આવ્યા પછી અન્નપૂર્ણાએ પૂછ્યું: "કેમ બેટા, તારી તબિયત કંઈ નરમ થઈ છે ?"

વિનોદે ટૂંકમાં ઉત્તર આપ્યો: "ના."

"તો પછી તારો ચહેરો આમ કેમ થઈ ગયો છે ?"

વિનોદ નીચી નજરે મૌન રહ્યો. માએ પુત્રના બંને હાથ પકડીને સ્નેહભર્યા કોમળ કંઠે કહ્યું: "વિનોદ..."

વિનોદે મોઢું ઊંચું કરી વ્યાકુળ નજરે મા સામે જોયું. અન્નપૂર્ણાએ પ્રશ્ન કર્યો: "શું થયું છે, વિનુ ?"

કરુણ સાદે વિનોદે કહ્યું: "એ અહીં આવી છે, મા !"

"કોણ ?"

વિનોદે ઉત્તર ન આપ્યો. અન્નપૂર્ણાએ ઉત્સુક ભાવે કહ્યું: "કોની વાત કરે છે, વિનુ ? કોણ ? મારી વહુ આવી છે ?"

વિનોદે રૂંધાયેલા અવાજે ઉત્તર આપ્યો: "હા."

અન્નપૂર્ણાએ આગ્રહભર્યો પ્રશ્ન કર્યો: "ક્યાં ? ક્યારે જોઈ ?"

વિનોદે કહ્યું: "મેં એને બે વખત જોઈ, ગઈ કાલે સાગર-કિનારે અને આજે મંદિરમાં."

"તો પછી તેં મને કહ્યું કેમ નહિ ?"

"કહીને શું કરું ?"

માતાએ તિરસ્કારભર્યા અવાજે કહ્યું : "કહીને શું કરું ? શું તું એમ માને છે કે ઉમાને જોવા માટે મારા મનમાં જરાયે ઇચ્છા નથી ? તું આટલો સ્વાર્થી છે ?"

શરમથી માથું નમાવીને વિનોદે કહ્યું : "મારી ભૂલ થઈ, મા !"

"એ ક્યાં છે તે તું જાણે છે ?"

"ના."

"તું એને શોધી શકીશ ?"

"આટલા માનવસમુદાય વચ્ચેથી શોધી કાઢવાનું કામ શું સહેલું છે ?"

જરા વિચાર કરીને અન્નપૂર્ણાએ કહ્યું : "તારી વાત સાચી છે, પણ એને શોધી શકાય તો સારું."

"સારું શું મા ?"

કૃત્રિમ રોષભરી નજરે પુત્ર સામે જોઈને મા બોલ્યાં: "સારું નરસું તું શું સમજે ? અને શું મારે સઘળી વાતની કેફિયત આપીને તારી સાથે કામ કરવું ?"

આછું હાસ્ય હસતાં વિનોદ બોલ્યો : "ના મા, હું શોધી કાઢવાનો પ્રયત્ન કરીશ."

વિનોદે ઘણો પ્રયત્ન કર્યો, એકેએક ધર્મશાળાની તેમ જ યાત્રાળુઓનાં રહેઠાણોની તપાસ કરી, બંને વખત મંદિરમાં જઈને પણ શોધ કરવા લાગ્યો, સમુદ્રકિનારે પણ ફરવા લાગ્યો, પરંતુ એ ઉમાને શોધી શક્યો નહિ; કેમ જાણે તે પલભર દર્શન આપીને હંમેશને માટે અદૃશ્ય થઈ ગઈ.

બીજી તરફ ઉત્સવ પૂરો થતાં યાત્રાળુઓનાં ટોળાં પાછાં જવા લાગ્યાં. માનવમેદનીથી શોભતું પુરી ધામ સૂનું થવા માંડયું.

અન્નપૂર્ણાએ કહ્યું : "હવે ભીડ ઓછી થઈ ગઈ છે, એક વાર તપાસ કરજો."

પરંતુ તપાસ કરવાનો સમય ન રહ્યો. રામજયનો પત્ર આવ્યો. રામજયે માને લખ્યું હતું કે આપ જલ્દી પાછાં ફરો. આપના ભાઈના પુત્ર વિમલાબાબુ સખત બિમાર છે; બચી શકે તેમ નથી. એમના અંત પછી એમની સઘળી સંપત્તિ આપની થશે. વિરુદ્ધ પક્ષના માણસો ફાંફાંવાં રચી રહ્યા છે. આ પ્રસંગે આપની હાજરીની ખાસ જરૂર છે; આવવામાં ઢીલ કરશો નહિ."

વળતે દિવસે સવારે જ અન્નપૂર્ણાદેવીએ પુરીનો ત્યાગ કર્યો.

વળતાં અન્નપૂર્ણાદેવી ભુવનેશ્વર ન ઊતર્યાં. ત્યાં આવીને એમણે સાંભળ્યું કે, ગઈ કાલે બંગાળી યાત્રાળુઓ આવ્યા હતા. એમાંથી એક સધવા સ્ત્રી કોલેરામાં મૃત્યુ પામી. પરંતુ એ સ્ત્રીના સંગાથીઓ તો ક્યારનાં ચાલ્યાં ગયાં હતાં, એટલે એના શબનો સંસ્કાર પાછળથી થયો છે.

વધુ તપાસ કરતાં વિનોદ જાણી શક્યો કે યાત્રાળુઓ કલકત્તાના હતા. પંડ્યાએ ચોપડો જોઈને કહ્યું: "કોલેરાથી મરણ પામેલી સ્ત્રીનું નામ ઉમાસુંદરી હતું. એનો ચહેરો જોતાં એ કોઈ સારા ઘરની સ્ત્રી હોય એમ લાગતું."

મરી ગયેલી સ્ત્રીના ચહેરા સંબંધી ઘણી તપાસ કરવા છતાંયે વિનોદ કશું જાણી શક્યો નહિ. કોઈએ કહ્યું, કે વીસ વર્ષની ઉમ્મર હશે, તો કોઈએ ત્રીસ કહ્યાં; તો વળી કોઈએ સોળ–સત્તરથી વધુ ન હોવાનું જણાવ્યું: કોઈએ કહ્યું: ચહેરો લંબગોળ અને રૂપાળો હતો; કોઈએ જણાવ્યું, શ્યામ હતો. એના ચહેરા સંબંધી વિનોદ કોઈનો સમાન મત મેળવી શક્યો નહિ.

વિનોદ કશું સમજી શક્યો નહિ. ન સમજવા છતાં પણ એના હૈયામાંથી શોકના તરંગો ઉછળી રહ્યા.

અન્નપૂર્ણાદેવી પુત્રને લઈને સાંજની ગાડીમાં પોતાના ગામ તરફ રવાના થયાં.

મોટીબાએ કહ્યું: "મારી વાત સાંભળ, રમુ."

રમાનાથે કહ્યું: તમને તો વાતો કરવાનો રોગ વળગ્યો છે."

"મને નહિ પણ તને વળગ્યો છે." કહીને મોટીબાએ રમાનાથ સામે હાસ્યોજ્જ્વલ દૃષ્ટિ કરી. તેમણે કહ્યું: "જો, તું મોટો થયો છે પણ એમ ન માનતો કે મારે આંખો નથી. શું હું કોઈના મનનો ભાવ નથી સમજી શકતી?"

"કોના મનનો ભાવ સમજ્યાં છો?"

"તારા મનનો અને એના મનનો."

રમાનાથ ચૂપચાપ ઊભો રહ્યો. મોટીબા બોલ્યાં: "મારી વાત માની જા રમુ, એથી તું પણ સુખી થઈશ અને છોકરી પણ સુખી થશે. અને મારો અંતકાળ પણ આનંદમાં ચાલ્યો જશે."

રમાનાથ ચૂપ રહ્યો.

મોટીબા બોલ્યાં: "એમ થાય એ જ સારું છે; શું કહે છે?"

રમાનાથે મોટીબા સામે જોઈ સ્થિર ગંભીર અવાજે કહ્યું: "એમ ન બને, મોટીબા."

"જરૂર બને. શું વાંધો?"

"વાંધા અનેક છે: તમે મણિને ઓળખતાં નથી."

મોટીબાએ હસીને કહ્યું: "ના, હું તો સાઠ વરસની ડોશી છું ને? હું એને ક્યાંથી ઓળખું? પણ કાલ સવારનો તું એને બરાબર ઓળખી શકે!"

રમાનાથે કશો ઉત્તર ન આપ્યો; તેણે હુક્કાની ચલમમાં તમાકુ ભરવી શરૂ કરી. મોટીબાએ કહ્યું: "તું કશી ચિંતા કરીશ નહિ રમુ, હું વિશ્વાસપૂર્વક કહી શકું છું કે મણિ તારા પર..."

તીરછી નજરે મોટીબા સામે જોઈને રમાનાથ બોલ્યો: "મોટીબા...!"

મોટીબા ચૂપ થઈ ગયાં. ચલમમાં દેવતા ભરીને રમાનાથ ધીરે ધીરે હુક્કો ગગડાવવા લાગ્યો.

ઘડીભર મૌન રહીને મોટીબાએ જરા રૂક્ષ સ્વરે કહ્યું: "તો પછી તારી ઇચ્છા શું છે, એ કહે જોઉં."

"શેની ઇચ્છા?"

"મણિને શું કુંવારી રાખવી છે?"

"એમાં શો દોષ? ઘણી સ્ત્રીઓ કુંવારી રહે છે."

મોટીબાએ ચિડાઈને કહ્યું: "તું શું ધારીને બેઠો છે, રમુ? ના, એમ નહિ ચાલે; મારે કમોતે મરવું પડશે."

રમાનાથે હસીને કહ્યું: "ના મોટીબા, તમારે એટલું કષ્ટ નહિ ભોગવવું પડે, અને હું પણ સાવ નિશ્ચિંત નથી બેઠો."

રોષભર્યા અવાજે મોટીબા બોલ્યાં: "તું નિશ્ચિંત તો નથી, ત્યારે કરે છે શું? મૂરતિયો શોધવા માટે તેં પંદર દિવસની રજા લીધી, એમાંથી આઠ દિવસ તો ચાલ્યા ગયા."

"એ આઠ દિવસો નકામા નથી ગાળ્યા, ઘણું કર્યું છે."

"કપાળ મારું!"

"તમારું કપાળ નથી કર્યું, પણ મણિ માટે ઘણું કર્યું છે. વાંધો એક જ જગ્યાએ આવે છે, રૂપિયા જોઇએ. હં, મોટીબા, મને ગીરવી રાખીને કોઇ ત્રણ હજાર રૂપિયા ન આપે ? તમારી પાસે શું કશું નથી ?"

"પાગલ નહિ તો, મારી પાસે રૂપિયા હોય તો તારે આટલી ચિંતા વેઠવી પડે ? તારી તો વાતો જ અજબ છે!" કહેતાં મોટીબા ચાલ્યાં ગયાં. રમાનાથ ધૂમ્રપાન કરતો બેસી રહ્યો.

રૂપિયા—ત્રણ હજાર રૂપિયા, ભગવાન, આટલા રૂપિયા ગમે ત્યાંથી આપો; જીવનમાં કદી પૈસા માટે પછી યાચના નહિ કરું. અનેક માણસો અનેક રીતે પૈસો પામે છે: કોઇને વારસો મળે છે, કોઇને લૉટરી લાગે છે, કોઇને જમીનમાંથી મળે છે, કોઇનાં અચાનક ભાગ્ય ખુલી જાય છે. રમાનાથે વિચારમાં ને વિચારમાં ધરતી પર પગ પછાડયો, પણ ધરતી નીચે ધનના ચરૂ દાટયા હોય એવું કશું ન જણાયું. રમાનાથ હતાશ હૈયે હુક્કો પીવા માંડયો.

બહારથી કોઇનો સાદ આવ્યો: "ઘરમાં કોણ છે ?"

રમાનાથ હાથમાં હુક્કો લઇને ડેલી પાસે ગયો; એક અપરિચિત પ્રૌઢ વ્યકિત ડેલી બહાર ઊભી હતી. વ્યકિતના ખભા પર ચાદર, બગલમાં છત્રી, અને કમર પર નાની પોટલી બાંધેલી હતી; હાથમાં જોડા અને ઢીંચણ સુધી પગ ધૂળથી ભરેલા હતા. એનો રંગ શ્યામ હતો, શરીર લાંબું હતું, ગળામાં તુલસીની માળા પહેરી હતી.

આ અજાણ્યા આવનારના વેશ સામે રમાનાથ જોઇ રહ્યો. જરા મસ્તક નમાવી કહ્યું: "પ્રણામ, વ્રજબાબુનું મકાન તો આ જ છે ને ?"

"હા."

"હાશ!" કહીને એ આવનાર ડેલીમાં દાખલ થયો અને

રમાનાથ સાથે બેઠકમાં ગયો. જોડા, છત્રી વગેરે નીચે મૂકી કમર પરથી ફાળિયું છોડતાં છોડતાં તે બોલ્યો : "વ્રજબાબુ ઘેર છે ને ?"

રમાનાથ જરા વિસ્મય ભાવે એની સામે જોઈને બોલ્યો : "એ તો પરલોક ગયા છે ?"

"હેં, મરી ગયા ?" આગંતુકે ચહેરાનો ભાવ એવો કર્યો કે જાણે એની સઘળી આશા તૂટી ગઈ ન હોય !

રમાનાથે આસન આપ્યું, આવનારે આસન પર બેઠક લઈ ફાળિયા વતી પવન નાખતાં નાખતાં કહ્યું : "મરી ગયા ? કેટલા દિવસ થયા ?"

"ઘણા દિવસો; દસ અગિયાર વરસ થયાં હશે."

"ઓહોહો, એમની પાછળ કોણ કોણ છે ?"

"એમની સ્ત્રી અને દિકરીની દિકરી."

"આપનું નામ ?"

"મારું નામ રમાનાથ ઘોષાલ."

આવનારે ફાળિયાથી હવા ખાવી બંધ કરી; તે આશ્ચર્યભરી નજરે રમાનાથના મોઢા સામે જોઈ રહ્યો; ત્યાર પછી વિસ્મયનો ભાવ દર્શાવતાં તે બોલ્યો : "ર...મા...ના...થ...ઘોષાલ ? શ્યામ ઘોષાલના પુત્ર ?"

રમાનાથે વિસ્મિત ભાવે કહ્યું : "હા."

પેલા માણસે હર્ષભર્યા અવાજે કહ્યું : "બસ, જે થયું તે સારા માટે. જરા હુક્કો..."

પેલાના હાથમાં હુક્કો મૂકતાં રમાનાથે કહ્યું : "આપ..."

એ માણસે હુક્કાની ને' મોઢા પાસે લેતાં કહ્યું : "બધું કહું છું ભાઈ, બધું કહું છું. જરા તલપ પૂરી કરી લઉં. સવારનો નીકળ્યો છું, સારા નસીબે ઠેકાણે આવી ગયો."

પેલા એ ધૂમ્રપાન પૂરું કરીને હુક્કો રમાનાથના હાથમાં આપતાં કહ્યું : મારું નામ નવીનચંદ્ર ઘોષ, બાપનું નામ સ્વરૂપચંદ્ર ઘોષ. તમારા જ ગામમાં મારું ઘર છે. સાત પેઢીથી ત્યાં રહીએ છીએ. તમારા પિતાશ્રી મને સારી રીતે ઓળખે."

ત્યાર પછી નવીન ઘોષે રમાનાથના પિતાનાં ગુણગાન ગાઈ એમના અકાળ અવસાન પ્રત્યે દુ:ખ દર્શાવ્યું, અને વિમળાબાબુ દગો રમીને કેવી રીતે બધી સંપત્તિ ભોગવી રહ્યો છે અને એ સંપત્તિ મેળવવા માટે રમાનાથ પ્રયત્ન કરે તો જરૂર પોતાના પિતાની સંપત્તિ પાછી મેળવી શકે છે, આ રીતનો અભિપ્રાય પણ દર્શાવ્યો. રમાનાથ શાંત ચિત્તથી બધું સાંભળવા લાગ્યો.

આડી અવળી વાતો જતી કરીને નવીને કામની વાત કાઢી. રમાનાથને સંબોધીને તે બોલ્યો : "ભાઈ, એક વાર તમે હિંમત કરીને ઊભા થાઓ તો બસ, પાઈએ પાઈ તમારી વસૂલ કરાવી દઉં."

રમાનાથે કુતૂહલ સહિત પ્રશ્ન કર્યો : "કેવી રીતે?"

નવીને ચપટી વગાડતાં કહ્યું : "કાયદાથી. ભાઈ સાહેબ, અંગ્રેજનો કાયદો જેવો તેવો નથી. વાળ ચીરીને ફેંસલો આપે, તલભારનો ફરક ન પડે. હું પંદર વર્ષથી કોરટનું કામ કરી રહ્યો છું, આજ મારી ઉમ્મર પંચાવનની થઈ. કાયદાકાનુનની બધી બારીકીઓ હું જાણું છું."

રમાનાથે કહ્યું : "મુકદ્દમો તો કરવો પડે ને?"

"મુકદ્દમો તો માંડવો જ પડે ને! આજકાલ કોરટ સિવાય શું સારા માણસોને કોઈ ઉપાય રહ્યો છે? મારે કાંઈ એવી મોટી મિલકત નથી, છતાં એકાદ મુકદ્દમો તો ચાલતો જ હોય. આજ ત્રીસ વરસ ........હા, ત્રીસ વરસ થયાં હશે...બાપના મૃત્યુ પછી મારે મુકદ્દમાબાજીમાં જ ઊતરવું પડ્યું છે, અને તમારી આટલી મોટી મિલ્કત, શું વગર મુકદ્દમે થોડી હાથમાં આવવાની હતી?"

રમાનાથે જરા વિચારીને કહ્યું: "પણ કોરટના લફરામાં પડીને......"

નવીને ખડખડાટ હસતાં કહ્યું: "શું હું એ નથી સમજતો? તમારા જેવા બાળકનું આ કામ નથી, એ હું બરાબર સમજું છું. પણ આ બધી પંચાત તમારે નહિ કરવી પડે; જે કંઈ કરવાનું હશે, તે હું કરી લઈશ, તમારે તો માત્ર સહી જ કરવાની રહેશે."

રમાનાથ વિચારમાં પડ્યો. નવીન બોલ્યો: "આ બાબતમાં વિચાર કરવા જેવું કંઈ નથી. તમે નવીન ઘોષને હજી ઓળખતા નથી; વકીલ, મુખત્યાર, કારકુન, દફતરી, ઉમેદવાર વગેરે બધા મારી મુઠ્ઠીમાં છે. તમે ફક્ત ઊભા થાઓ એટલે દસવીસ હજારની મિલ્કત સહેજે મેળવી શકશો, પણ એક વાત છે..."

"શી વાત?"

"તમારે તમારી જમીનદારી વગેરે જે કંઈ વેચવું હોય, તે મારા હાથથી થવું જોઈએ! જરૂર, હું વાજબી મૂલ્ય આપવામાં સંકોચ નહિ રાખું."

"વેચી નાખું તો મને શું મળશે?"

"દસ હજારથી ઓછું નહિ."

રમાનાથનો ચહેરો આનંદથી નાચી ઊઠ્યો; તે બોલ્યો: "હું એ બધું ન સમજું, મને ત્રણથી ચાર હજાર રૂપિયા આપો એટલે બધી મિલ્કત તમારી. પણ રૂપિયા મારે એકાદ માસમાં જોઈએ."

નવીન 'હં' કહીને રમાનાથના મોઢા સામે જોઈ રહ્યો. રમાનાથે ઊભા થઈને તેલ લાવી દીધું. તેલ માલીસ કરતાં કરતાં નવીન વિચારવા લાગ્યો: 'ફેરો અફળ નથી ગયો. શુકન સારા થયા લાગે છે, રમાનાથ પાગલ તો નથી ને?'

રમાનાથે મોટીબાને બધી વાત કહી સંભળાવી. સાંભળીને હર્ષ

પામતાં મોટીબા બોલ્યાં : "એમના મોઢેથી મેં સાંભળ્યું હતું કે, તારા બાપુની સંપત્તિ વીસ હજારથી પણ વધારે છે. જમીન જાગીર વેચી ન મારતો, રમુ! અને ખૂબ સાવધ રહેજે. એ લોકો ઘણા ભયંકર હોય છે, કદાચ તને મારી પણ નાખે."

બીજે દિવસે સવારે રમાનાથ નવીન ઘોષ સાથે ન–પાડા તરફ રવાના થયા. જતાં પહેલાં મણિએ આવીને હસતા વદને કહ્યું: "ત્યારે તો રમુભાઈ, તમે માલદાર થવાના!"

રમાનાથે કહ્યું: "માલદાર થવાની ખૂબ જ ઇચ્છા થાય છે."

"શા માટે, કહો જોઉં?"

રમાનાથે હસીને કહ્યું: "પૈસાદાર થઈએ તો કોઈનો પ્રેમ મેળવી શકાય."

મણિએ શરમથી માથું નીચું નમાવી દીધું.

"અરે, વહુ તો આવશે ઝૂલા પર ઝૂલતી ઝૂલતી–રૂપની લહેરો સાથે."

"અને મારે આંખ આડો પાલવ રાખી રડવું પડશે." કહીને હસતાં હસતાં ઉમાએ પોતાનો પાલવ આંખ આડો ઢાંક્યો.

વિરાજે છેડો ખેંચી લેતાં કહ્યું: "તું તો અજબ છે બહેન, તમાસો કરતાં કરતાં ખરેખર રડી પડીશ; જો, આ આંખો ભીની પણ થઈ."

ઉમાએ આંખો લૂછતાં લૂછતાં કહ્યું: "તારું માથું! ખૂબ હસીએ ત્યારે આંખો ભીની ન થાય?"

વિરાજે કહ્યું: "એ શી ખબર પડે, કે તારાં આંસુ હાસ્યનાં છે કે દુઃખનાં? એ કેમ જાણી શકાય? દુઃખનાં હોય એમાં નવાઈ શી હતી? આટલું થવા છતાં પણ જો દુઃખનાં આંસું ન આવે તો..."

"પણ કોને?"

"જા, મર..."

"હું મરીશ ત્યારે તો તમે સહુ રડશો. હું શા માટે રડું?"

ઉમા હસી. વિરાજે કહ્યું: "જો બહેન, તું ગમે તેટલું હસે, પણ તારું હાસ્ય અંતરનું નથી."

ઉમાએ કહ્યું: "તું પણ અંતર વાંચતાં શીખી ગઈ લાગે છે."

"ગમે તેમ તોય તું સ્ત્રીજાત છે."

"અને તું શું પુરુષ છે?"

વિરાજે હસીને કહ્યું: "હું પુરુષ હોત તો તો તારા હાસ્યનો વિચાર જ ન કરી શકત. પણ હું સ્ત્રી છું, તારા હૈયામાં કેટલી વેદના છે, તે હું સમજી શકું છું. એ જવા દે, હવે સાચી વાત કર."

"કઈ બાબતની?"

વિરાજ બોલી: "તારા મનમાં જરાયે દુઃખ નથી થતું?"

ઉમાનો ચહેરો ગંભીર થઈ ગયો. તેણે નીચી નજરે પોતાના પગના અંગુઠા સામે જોયું. મંદ હાસ્ય હસતાં વિરાજ બોલી: "તો પછી શું તું અત્યાર સુધી હસતી હતી?"

મોઢું ઊંચું ન કરતાં એના એ ભાવે ઉમા બોલી: "ત્યારે શું હું રડતી હતી?"

"જરૂર. બહારથી નહિ, અંદરથી. તારું મન રડી રહ્યું છે."

વિરાજ ઉમાનું મોઢું ઊંચું કરવા ગઈ, પણ ઉમાએ જોરથી મોઢું નીચું નમાવી દઈ પોતાની મનોવેદના છુપાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ આંખોએ વિશ્વાસઘાત કર્યો; દડદડ બે-ચાર આંસુ સરી પડયાં. વિરાજે એકદમ બહેનપણીનું મોઢું ઊંચું કરી, સહાનુભૂતિભર્યા અવાજે કહ્યું: "આ શું બહેન, ખરેખર તું રડી પડી? છી!"

વિરાજે ઉમાને પોતાના હૈયા સરસી લીધી. પછી બચાવ ન રહ્યો, બંધ તૂટી ગયો અને ઘણા દિવસો સુધી એકઠાં કરેલાં આંસુ ઉછળી પડયાં. વિરાજનું હૈયું આંસુથી ભીંજાયું.

વિરાજ એ મકાનની અધિકારિણીની પુત્રી હતી. આ કન્યા સિવાય એને કોઈ નહોતું. પરંતુ ભાગ્યદોષે કન્યા વિધવા બની હતી—યૌવનકાળમાં જ યોગિની બની હતી. સંપત્તિમાં આ એક મકાન જ

હતું. ઉપરનો ભાગ પોતે વાપરતાં અને નીચેનો ભાગ ભાડે આપ્યો હતો. આ ભાડાની આવકમાંથી જ મા-દિકરીના દિવસો ગુજરતા. વિપ્રદાસ નીચેના ભાગમાંથી બે ઓરડા વાપરતો, બાકીના બે ઓરડામાં એક બીજો ભાડુત રહેતો હતો.

વિરાજ અને ઉમા સરખી વયનાં હતાં, એકાદ બે વર્ષનો ફેર હશે. વિરાજ વિધવા હતી, ઉમા ત્યક્તા હતી. બંનેનું વય અને પરિસ્થિતિ સરખી હતી. અને આ સરખામણીના કારણે જ બંને વચ્ચે સહીપણાંનું બંધન બંધાયું હતું. એ પ્રેમ જેટલો પ્રગાઢ હતો તેટલો જ નિર્મળ હતો. જ્યાં બે હૃદય દુ:ખ અને વેદનાભર્યાં હોય છે, ત્યાં આવો જ પ્રેમ જન્મે છે; સુખભર્યાં હૈયામાં આવો પ્રેમ ન જન્મે.

ઘણી વાર બાદ રુદન શાંત થયું, ઉમા આંખો લૂછીને એક તરફ બેસી ગઈ. વિરાજે કહ્યું: "આટલાં આંસુ હૈયામાં સંઘરીને તું હસી શકે છે! તને ધન્ય છે, બહેન!"

ઉમા હસી; વર્ષાથી થાકેલા વાદળઝૂમખા વચ્ચે ક્ષીણ વીજળીના ચમકાર જેવું ઝાંખુ હાસ્ય હસીને તે બોલી: "તું પણ ક્યાં ઓછી છે?"

"મારી વાત જવા દે, મને તો ભગવાનનો માર પડ્યો છે."

"તો મારા પર માનવીનો માર પડ્યો છે, કેમ?"

"જરૂર."

"ભલે એમ માનો. પણ પરિણામ તો બંને માટે સરખું જ છે."

વિરાજે કહ્યું: "સરખું ન કહેવાય; તારે છે, મારે નથી."

ઉમાએ કહ્યું: "તારે નથી એમ માનીને જો તું તારા હૈયાને સાચવી શકતી હોય તો હું મારે છે એમ માનીને મારા હૈયાને શામાટે ન સાચવી શકું?"

"સાચવી તો શકે, પણ અન્યના હાથથી નહિ."

માથું હલાવી જરા તીવ્ર સાદે ઉમા બોલી: "સારું, તું જોઈ લેજે."

હસતાં હસતાં વિરાજ બોલી: "હમણાં જ મેં જોઈ લીધું હતું, ઉમા."

લજ્જા ભર્યું હાસ્ય હસીને ઉમા બોલી: "એ તો કંઈ નથી, વિરાજ."

"ત્યારે આ કરતાંયે શું વધારે જોવાનું બાકી રહ્યું છે?"

ઉમાએ કહ્યું: "શું તું મને એવી નિર્બળ મનની સમજે છે?"

વિરાજે કહ્યું: "ભગવાનના મંદિરમાં તારું વર્તન જોઈને મેં એમ નહોતું માન્યું, પરંતુ આજ મારી ભૂલ ભાંગી ગઈ છે. આજ હું સમજી છું કે તું પણ સ્ત્રી છે."

ઉમા કંઈ જ ન બોલી.

વિરાજે એક પ્રશ્ન કર્યો: "ઉમા, પુરુષો કેટલા સ્વાર્થી છે?"

આછા હાસ્ય સહ ઉમા બોલી: "અને સ્ત્રીઓ પણ ક્યાં નિઃસ્વાર્થતાના અવતાર સમી છે?"

"છતાં પણ પુરુષ જેવી નથી. સ્ત્રીઓના જીવનમાં, મરણમાં, આદર-અનાદરમાં, એ એક જ સર્વસ્વ છે. પરંતુ પુરુષો તો એકને સ્વીકારે છે અને બીજીને છોડી દે છે. સ્ત્રીઓ શું એમ કરે છે?"

"નારી એ નારી છે, ઉમા!"

"પણ સ્ત્રીઓ શું મનુષ્ય નથી? એનામાં શું પ્રાણ નથી? ત્યાગથી શું એના હૈયાને વ્યથા નથી પહોંચતી? અનાદર અને અપમાનનું દુઃખ શું સ્ત્રીઓના મનને નથી થતું?"

"દુઃખ થાય તો પણ સહેવું જોઈએ, એમને માટે વિધિનું એવું જ વિધાન છે."

વિરાજે ચિડાઈને કહ્યું: "હું એને વિધિનું વિધાન નથી

માનતી, પુરુષોએ રચેલું એ વિધાન છે. વધું શું કહું, મારા હાથમાં જો ન્યાય આપવાનો અધિકાર હોત..."

ઉમાએ હસીને કહ્યું : "તો તું સ્ત્રીઓને પુરુષ અને પુરુષોને સ્ત્રીઓ બનાવી દેત; ખરું ને ?"

"હા, એમ જ કરત."

"પરંતુ સ્ત્રીઓ પુરુષોના ગુણ ક્યાંથી પામી શકે ?"

વિરાજે કહ્યું : "ગુણ તો જોયા ! તારા જેવી સુંદર સ્ત્રી છોડીને ફરી વાર પરણવા જવું એ જ પુરુષોના ગુણ છે ને !"

ઉમાએ હસીને કહ્યું : "મારી હસ્તી જ હવે ક્યાં હતી ?"

"વાહ્ ! આ વળી નવી વાત ! ત્યારે મારી સામે કોણ બેઠું છે !"

"એ છે છતાં નથી, બહેન." ઉમાનો સ્વર જરા ગાઢ બન્યો. વિરાજ વિચારમાં પડી. થોડી વાર પછી તે બોલી : એક પત્ર લખીશ ?"

ઉમાએ કહ્યું : કોને ?"

વિરાજે ચિડાઈને કહ્યું : "જે તારું માથું ભાંગી રહેલ છે તેને."

ઉમાએ હસીને કહ્યું : "એમને પત્ર લખવાની જરૂર નથી, સમય આવશે એટલે તેઓ જાતે જ તપાસ કરશે."

ઉમાને હળવો ધક્કો મારીને વિરાજ રોષથી બોલી : દૂર હઠ..."

ઉમાએ કહ્યું: "રોષ ન કરતી બહેન, હું પત્ર લખીશ."

"ક્યારે ? લગ્ન થઈ ગયા પછી ?"

"હા."

"તારા મોઢામાં અંગારો !" કહીને વિરાજે મોઢું ફેરવ્યું. નીચેથી વિપ્રદાસે બૂમ મારી: "ઉમા !"

ઉમા એકદમ ઊભી થઈ ગઈ. તે બોલી: "બાપુજી આવ્યા છે, હું જઈશ."

વિરાજે કહ્યું : "થોડી વાર પછી હું પણ બાપુજી પાસે આવું છું, જોઉં છું કોઈ રસ્તો મળે છે કે નહિ ?"

બંને હાથ જોડીને ઉમા બોલી: "તારે પગે પડું છું બહેન, થોડા દિવસ ધીરજ રાખ."

ક્રોધભરી નજરે ઉમા સામે જોઈને વિરાજ બોલી: "જો, જગન્નાથપુરીમાં ભગવાનના મંદિરમાં એમની સાથે તારો મેળાપ થયો હતો, પણ તેં મને ન દેખાડ્યા, ગાડીમાં બેઠા પછી તેં મને જ્યારે વાત કરી તે જ વખતે હું તારા પર ખૂબ રોષે ભરાઈ હતી. આજ પણ એ રોષ ઓછો નથી થયો; હવે મને વધારે ન ખીજવતી."

ઉમાએ એના બંને હાથ પકડી કરુણ અવાજે કહ્યું : "મને ક્ષમા કર બહેન, તને મારા સોગંદ છે, હમણાં કશી વાત..."

ઉમાનો હાથ છોડાવીને વિરાજ બોલી: "તું શી છે કે......"

"તું જે માને તે." આછું હસીને ઉમા નીચે ચાલી ગઈ.

ઉમાએ નીચે આવી જોયું તો વિપ્રદાસ લમણે હાથ દઈને બેઠા હતા. ઉમાએ તેમની નજીક આવી કહ્યું : "બાપુજી !"

વિપ્રદાસે કન્યાના મોઢા સામે જોયું. ઉમાએ જોયું તો પિતાની દૃષ્ટિમાં વેદના અને વ્યથા ભરી છે. એણે પૂછ્યું: "શું થયું છે, બાપુજી ?"

વિપ્રદાસે એક નિઃશ્વાસ નાખીને વિષાદભર્યા ગંભીર સાદે કહ્યું : કશું નહિ. તું જઈશ, બેટા ?"

"ક્યાં જવાનું છે, બાપુ ?"

"દિકરી ક્યાં જાય ?"

"સાસરે."

"તું ત્યાં જઈશ ?"

ઉમા ચૂપચાપ ઊભી રહી. વિપ્રદાસે પ્રશ્ન કર્યો : "કેમ જવાબ ન આપ્યો ? જઈશ ને ?"

નીચી નજરે ઉમા બોલી: "બાપુ..."

વિપ્રદાસે કહ્યું : "મેં સાંભળ્યું છે કે તારી સાસુ તારી શોધ કરી રહ્યાં છે."

"શા માટે ?"

"તારો સ્વીકાર કરવા માટે."

"પણ લોકો શું કહેશે ?"

"કશું નહિ, પૈસાના જોરે લોકોનાં મોઢાં બંધ થઈ જશે."

ઉમા ચૂપચાપ ઊભી રહી. વિપ્રદાસે ફરીથી પૂછ્યું: "જઈશ ને ?"

ઉમાએ ધીમા છતાં મક્કમ અવાજે કહ્યું : "ના."

"તું નહિ જાય તો તારી સાસુ તારા સ્વામીને ફરીવાર પરણાવશે."

"તે ભલે પરણાવે."

"છતાં તું નહિ જાય ?"

"ના."

"શા માટે ? કહે જોઉં ! શું રોષ તને ચડ્યો છે ?"

"ના."

વિપ્રદાસે પુત્રીનો હાથ પકડી તેની સામે સ્નેહભરી નજરે જોઈ કહ્યું : "પાગલ નહિ તો ! નહિ જાય તો શું કરીશ ?"

"તમારી પાસે રહીશ ?"

"શું હું અમર છું ?"

આંસુભર્યાં નયને પિતાના ચહેરા સામે જોઈને ઉમાએ મોઢું ફેરવી લીધું. વિપ્રદાસ ચિંતાભર્યા (ઉદ્વિગ્ન) મન સાથે ઊભા થયા.

## ૨૨

વિપ્રદાસે કલકત્તામાં આવીને એક આડતની દુકાને નોકરી મેળવી લીધી હતી. રમાનાથ પણ આ ઑફિસમાં કામ કરતો હતો. વિપ્રદાસ સાથે રમાનાથને સારો પરિચય હતો. વિપ્રદાસે રમાનાથનો સઘળો પરિચય મેળવી લીધો હતો; પણ તેણે પોતાનો પૂરેપૂરો પરિચય નહોતો આપ્યો; રમાનાથે પણ એ પરિચય મેળવવાનો કશો આગ્રહ રાખ્યો નહોતો. વિપ્રદાસ પોતે જ વિનોદના સસરા છે, એવું રમાનાથ નહોતો જાણતો. પરંતુ વિપ્રદાસ કુશળતાથી વિનોદના બધા સમાચાર જાણી લેતા.

પગાર હતો પચીસ રૂપિયા. આઠ રૂપિયા ઘરભાડાના દેવા પડતા, બાકીના સત્તર રૂપિયામાં માંડ માંડ ઘરનો વ્યવહાર ચાલતો. ઘરમાં પિતાપુત્રી સિવાય કોઈ નહોતું; વિપ્રદાસ પગારના રૂપિયા ઉમાના હાથમાં મૂકી દેતા. ઉમા ખૂબ કરકસરથી ઘરવ્યવહાર ચલાવતી. કોઈ મહિને એકબે રૂપિયાનું દેવું થતું, તો કોઈ મહિને એકબે બચાવી શકાતા. વિરાજ પાસેથી ઉમા ભરતકામ શીખી હતી. સમય મળતો ત્યારે ભરતકામ કરીને તે થોડુંઘણું મેળવતી. ગમે તેમ કરીને નિર્વાહ ચાલ્યો જતો; ખાસ કોઈ પ્રકારના મુશ્કેલી જેવું નહોતું.

વિપ્રદાસ એક બે વાર રમાનાથને પોતાને ત્યાં લઈ આવ્યો

હતો. રમાનાથે ઉમાને જોઈને અને તેના હાથની રસોઇ ખાઈને ખૂબ જ પ્રસંશા કરી હતી. ઉમા ત્યક્તા છે એ વાત રમાનાથ જાણતો નહોતો. એક દિવસે તેણે વિપ્રદાસને પૂછ્યું હતું : " આપની પુત્રી આપને ત્યાં જ રહે છે? શું એ સાસરે નથી જતી ? "

વિપ્રદાસે ઉત્તર આપ્યો હતો : " જાય છે, પણ ત્યાં વધુ સમય નથી રહેતી. અહીં મારી સંભાળ લ્યે એવું આ પુત્રી સિવાય કોઇ નથી."

" જમાઈ શું કરે છે ? "

" એ તો મોટા દાક્તર છે. "

" પુત્રી અહીં રહે છે એથી જમાઇને રોષે નથી ભરાતા ? "

" જ્યારે રોષ કરે છે ત્યારે મોકલી દઉં છું. "

વળી એક દિવસે આવીને રમાનાથે જમતાં જમતાં મણિના લગ્નની વાત કાઢી. એ વાતની સાથે વિનોદની વાત પણ નીકળી. વિનોદના પત્નીત્યાગની વાત, મણિ પર વિનોદના પ્રેમની વાત, સગપણ તૂટ્યાની વાત વગેરે સઘળી વાત રમાનાથે કરી. ઉમા એ વખતે ભાત ખાઈ રહી હતી. એના હાથનો કોળિયો હાથમાં જ રહી ગયો. સરવા કાન કરીને ભારે ઉત્કંઠા સહિત તે વાતો સાંભળવા લાગી.

ત્યારપછી રમાનાથના ગયા બાદ વિપ્રદાસે ઉમાને બોલાવી ત્યારે તે કશું જમ્યા વગર એકદમ બહાર આવી.

તે રાત્રે ઉમાને ઊંઘ ન આવી; એણે વિચાર, ચિંતા અને આંસુ વચ્ચે આખી રાત વિતાવી.

થોડા દિવસો પહેલાં ઉમાએ સ્વહસ્તે લખ્યું હતું: " તમે ફરી-વાર લગ્ન કરો એમાં મને જરા પણ દુઃખ નહિ થાય. " તો પછી આજે કષ્ટ શા માટે ? આંખમાં આંસુ શા માટે ? સ્વામી મણિ પર પ્રેમ રાખે છે એ સાંભળીને હૃદયની ક્રિયા બંધ શા માટે થઈ જાય છે ? તો પછી ઉમાએ સ્વામીને ફરીવાર પરણવાનો આગ્રહ કર્યો

હતો તે શું કેવળ મોઢાનો દંભ માત્ર ના ? ના, ઉમાએ અંતઃકરણપૂર્વક સત્ય ભાવે કહ્યું હતું. પરંતુ એવાં અનેક કઠિન સત્ય છે, જે મોઢેથી બોલી શકાય, પણ તેનો અમલ થઈ શકે નહિ. અમલમાં મૂકવા જતાં હૃદયના ચૂરેચૂરા થઈ જાય, પ્રાણના કટકા થઈ જાય, આશાઓના ટુકડા થઈ જાય અને પ્રત્યેક પરમાણુ પોકારી ઉઠે: "ઓ સત્ય, તું અસત્ય છે; મારે સત્યની જરૂર નથી; અસત્ય જ મારું સર્વસ્વ બનો."

ઉમા જાણતી હતી, કે સ્વામીને ગુમાવવા છતાં તે સ્વામીનો પ્રેમ ગુમાવી શકી નહોતી; દૂર હોવા છતાં પણ વિનોદ પરાયે નહોતો—પોતાનો હતો. બહારથી ત્યક્તા હોવા છતાં પણ તે સ્વામીના હૃદયમાંથી દૂર નહોતી થઇ; ત્યાં તો એનું સ્થાન પ્રતિષ્ઠાભર્યું હતું. જગતમાં એવી કોઈ શક્તિ નથી, જે ઉમાને સ્વામીના હૃદયમાંથી દૂર કરી શકે.

પરંતુ આજ એનું એ આસન ખળભળી ઊઠયું છે; પ્રકૃતિની પ્રબળ શક્તિ સામે એના વિશ્વાસની દૃઢતા, નિષ્ઠાની ગંભીરતા પરાજય પામી છે,-સત્યના કઠોર આઘાતથી ઉમાનો કલ્પનાદુર્ગ માટીમાં મળી ગયો છે. હવે એને માટે શું રહ્યું ?

ઓ, તમે મારો ત્યાગ કરો, ત્યાગ કરીને ગમે તેની સાથે લગ્ન કરો; પણ અન્યને ચાહો છો શા માટે ? મારા આસન પર એને લાવીને બેસાડો છો શા માટે ? હું તમારી પાસેથી બીજું કશું નથી ઇચ્છતી; તમારો સંગ નથી ચાહતી, સ્નેહ નથી ચાહતી, અધિકાર નથી માગતી, આધિપત્ય નથી ઇચ્છતી; માત્ર તમે મને ચાહો છો, એવા વિશ્વાસ સાથે મને મરવા દો, આ સિવાય તમારી પાસે મારી કોઇ પ્રાર્થના નથી.

ઉમા વ્યાકુળ મનથી શય્યામાં તરફડવા લાગી. અને માનસિક ચિંતન વચ્ચે ઉમાના મન અને સ્વામીના પ્રેમ વચ્ચે જાણે ઝઘડો

થયો. પ્રેમ બોલ્યો: " જા રે જા, એ લગ્ન કરવા ચાહે છે. તો પછી તું રડી મરે છે શા માટે ?"

મન બોલ્યું: " વાહ રે ! રડે નહિ ? એ એનો સ્વામી છે... ...સર્વસ્વ છે."

પ્રેમે કહ્યું: " તો પછી સ્વામીને ફરી વાર લગ્ન કરવાનું શામાટે કહ્યું હતું ? શું બહાદુરી દેખાડવા ખાતર ?"

" બહાદુરી દેખાડવા માટે નહિ પણ સ્વામીના કલ્યાણ માટે."

પ્રેમે હસીને કહ્યું: " તો પછી અત્યારે શા માટે રડવું જોઈએ ?"
મન બોલ્યું: " રડવું લગ્ન માટે નથી આવતું, પ્રેમ માટે આવે છે."

પ્રેમે કહ્યું: " એ લગ્ન કરે અને પત્નીને ચાહે નહિ, એવા લગ્નનો અર્થ શું ?"

મન બોલ્યું: " અર્થ ગમે તે હો. એણે ત્યાગ કર્યો, એ ફરી વાર પરણે, અને અન્યને ચાહે પછી આ બિચારી જાય ક્યાં ?"

પ્રેમે કહ્યું: " ત્યાં જઈ શકે તો બધો ઝઘડો પતી જાય, પણ એમ સહેલાઇથી ત્યાં જઈ શકાતું નથી."

" શા માટે ન જઈ શકાય ? જવાના ઘણા રસ્તા છે !"

મન બોલ્યું: " શું આત્મહત્યા ?"

પ્રેમે ગંભીર અવાજે કહ્યું: " આત્મપ્રતારણા કરતાં આત્મહત્યા હજાર ગણી ઉત્તમ છે."

મન બોલ્યું: " આમાં પ્રતારણા ક્યાં દેખાય છે ?"

પ્રેમે કહ્યું: " આ બધી પ્રતારણા જ છે. મોઢેથી કહે છે— ' સ્વામી, હું તમને ચાહું છું. તમે સુખી થાઓ.' મનથી કહે છે— ' ઓ, તમારે સુખની જરૂર નથી, તમે સુખી થશો તો મારા દુઃખની સીમા નહિ રહે. કેમ, આમ જ છે ને ?"

મન ચિડાઈને બોલ્યું: "તારી વાતો વિચિત્ર છે. પોતાનો સ્વામી અન્યને ચાહતો હોય ત્યારે હસવું જોઈએ, કેમ?"

પ્રેમે હસીને કહ્યું: "જરૂર. જો શુદ્ધ પ્રેમ હોય, તો આપોઆપ હાસ્ય આવે જ. એમ ન બને તો સમજી લેવું કે સ્વામી પ્રત્યેનો પ્રેમ, સ્વામીને સુખી કરવાની ભાવના એ બધું દંભનું મનોહર સ્વરૂપ છે."

મને પ્રશ્ન કર્યો: "પરંતુ ન આવે એનું શું?"

પ્રેમે કહ્યું: "પ્રથમ મારાપણું ભૂલી જવું જોઈએ; પછી આપોઆપ હાસ્ય આવશે."

"મારાપણું ગયું તો બાકી રહ્યું શું?"

પ્રેમે કહ્યું: "સુખ, શાંતિ, આનંદ સઘળું રહેશે."

મને કહ્યું: "જરા વિચારવા જેવો પ્રશ્ન છે, જો મારાપણું ગુમાવી શકે તો સારું."

સવારે ઉમા પથારીમાંથી ઊઠી ત્યારે તેના વદન પર ગંભીર શાંતિ વિલસી રહી હતી; ચહેરા પર વિષાદનું કોઈ ચિહ્ન નહોતું.

**હાથમાં** મિલકત આવી પડવી તે એક વાત છે અને એને સાચવવી તે બીજી વાત છે. વિમલાચરણના હાથમાં વિશાળ સંપત્તિ આવી હતી, પરંતુ એ સાચવવાની શક્તિ એનામાં નહોતી. જે બુદ્ધિ વડે સંપત્તિને સાચવી શકાય છે, તે બુદ્ધિનો એનામાં સંપૂર્ણ અભાવ હતો. અને આ બધી સંપત્તિ કંઈ તેણે પોતાની બુદ્ધિથી મેળવી નહોતી; ગામના બે ચાર બુદ્ધિથી રીઢા થયેલા માણસોએ એને એ બુદ્ધિ ઉછીતી આપી હતી. પરાઈ બુદ્ધિથી વિમલાચરણે પોતાના કાકા શ્યામાચરણની સંપત્તિ હાથ કરી હતી.

હાથમાં સંપત્તિ આવ્યા પછી વિમલાચરણ મોટો શેઠ થઈ પડ્યો, અને ગામના લોકો પણ એને એવા જ ભાવથી જોવા લાગ્યા. વિમલાચરણ પણ પોતાની શેઠાઈ જાળવવા માટે ઉતાવળો થઈ ગયો. જૂનું મકાન ભાંગીને નવું કરાવ્યું. ઘરમાં લોકો એકઠા થવા લાગ્યા. દુર્ગોત્સવ, દોલ, દાન–ધ્યાન અને બાર મહિનામાં તેર પરબ થવા લાગ્યાં. વિમલાચરણનાં યશકિરણો આગળ જમીનદાર ચોધરી મહાશયની સાત પેઢીની આબરૂ વીજળીના પ્રકાશ આગળ નાના દીવડા જેવી જણાવા લાગી.

બીજી તરફ જે લોકોએ ઉછીતી બુદ્ધિ આપી હતી, તે લોકો

વ્યાજ સહિત પાછી મેળવવા માટે તૈયાર થયા. પરિણામે મુકદ્દમાબાજી શરૂ થઈ; વિમલાચરણુને દુરાગ્રહી રાખવા માટે ઘણા માણસો મળી ગયા અને પરિણામે દસ વર્ષ સુધી પણ મુકદ્દમાબાજીનો અંત ન આવ્યો; એક પછી એક મુકદ્દમો ઊભો જ રહ્યો.

આ તરફ વિમલાચરણ પોતાની શેઠાઈ જાળવવા માટે અનેક વસ્તુઓ સહિત સુરાદેવીની ઉપાસનામાં પણ લાગી ગયો. ઉપાસના માટેનાં જે જે સાધનો જોઈએ તે સઘળાં હાજર થયાં. લોકો કહેવા લાગ્યા: "વિમલાચરણ તો વિમલાચરણ! ચોધરી જમીનદાર તો સાવ ઝાંખો પડી ગયો...ચોધરીનું સવારે નામ લઈએ તો ખાવા પણ ન મળે."

વિમલાચરણ હસીને કહેતો: "અરે, આ બધી મિલકત કોના માટે છે? ખાઓ, પીઓ ને મોજ ઉડાવો. ભેગું કરેલું કાંઈ સાથે આવવાનું નથી, તેમ કોઈ સાથે બંધાવવાનું પણ નથી!"

આમ સંસાર ચાલતો હતો. વિમલાચરણ શેઠાઈના પૂરમાં પૂરઝડપે તણાઈ રહ્યો હતો, ત્યારે એકાએક એક દિવસ તેની પત્ની કાળના પ્રવાહમાં તણાઈ ગઈ. પત્ની સાથે અગાઉ જેવો ઝાઝો મેળ ન હોવા છતાં પણ વિમલાચરણુને આઘાત લાગ્યો. સંતાનમાં કંઈ હતું નહિ, એટલે લોકોએ કહ્યું: "નાના શેઠે ફરીવાર લગ્ન કરવાં જોઈએ." વિમલાચરણને પણ આ વાત અનુચિત ન લાગી.

પરંતુ પ્યારીએ વિરોધ કરતાં વિમલાચરણને કહ્યું: "ફરી વાર શા માટે પરણવું જોઈએ? શું મારામાં મન નથી લાગતું? તમે જો ફરી વાર પરણશો તો હું તમારા સોગંદ ખાઈને કહું છું કે હું આપઘાત કરીશ."

પ્યારી વિમલાબાબુની ગૃહિણી નહોતી; રખાત હતી. કલકત્તાની એક નાટકશાળામાં એ સામાન્ય દાસીની ભૂમિકા ભજવતી હતી.

યૌવન અને આંખો રમતિયાળ હતાં, નાચગાન પ્રત્યે એને અનુરાગ નહોતો. વિમલાચરણની નજર પ્યારી ઉપર ઠરી ગઈ. વિમલાચરણ એને માસિક સો રૂપિયાના પગારે પોતાને ત્યાં ઉઠાવી લાવ્યો. અને પોતાના બગીચાવાળા મકાનમાં એને રહેઠાણ આપ્યું. એનું મૂળ નામ તો ભૂલી હતું, પણ વિમલાચરણે પ્યારી રાખ્યું. એના દેહ પર શૃંગાર સજાવા લાગ્યા, સુખ અને મીઠી નજરના પ્રભાવે એના યૌવનમાં નવું લોહી ઉભરાયું: સહુના આકર્ષણ જેવી તે બની ગઈ.

વિમલાચરણની આવા સામાજિક આચરણથી સમાજના આગેવાનોએ પ્રથમ નાકનાં ટેરવાં ચડાવ્યાં, બે ચાર વાતો શરૂ કરી, પણ છેવટે એ લોકો જ નાત બહાર મુકાશે એવી ગંધ આવતાં બધાએ મૌન રહેવામાં ડહાપણ માન્યું. ચૂડામણિ મહાશયે શાસ્ત્ર-વાક્યનો હવાલો આપ્યો: "तेजीयसो न दोषाय वह्नेः सर्वभुजो यथा"

પ્યારીએ ફરી વાર લગ્ન કરવાનો નિષેધ કર્યો, એટલે વિમલા-ચરણ ફરી વાર પરણી શક્યો નહિ. કદાચ પ્યારી આપઘાત કરી બેસે તો !

ત્યાર પછી વિમલાચરણની સંપત્તિનો ક્ષય થવા લાગ્યો...... સાથોસાથ શરીરનો ક્ષય પણ શરૂ થયો. અગાઉ શરીર બગડતું ત્યારે પત્નીની સેવા મળતી અને રોગભય દૂર થતો. હિન્દુ ઘરની નારી-પતિ ગમે તેવો હરામી હોય તોપણ—પોતાના સૌભાગ્યને આંતરિક સદ્ભાવથી પૂજતી આવી છે. વિમલાચરણ માટે પત્નીનો આંતરિક સદ્ભાવ હવે ચાલ્યો ગયો હતો, મોઢેથી સહાનુભૂતિ દર્શાવવાવાળા ઘણા માણસો હતા, પરંતુ પ્રાણપૂર્વક સેવા કરવાવાળું કોઈ નહોતું. એટલે વિમલાચરણનો દેહ વિલાસ અને અનાચારથી દિવસે દિવસે ઘસાવા લાગ્યો. વિમલાચરણ પોતે પોતાના દેહ પ્રત્યે ખાસ કાળજી નહોતો રાખતો.

જ્યારે શરીર પર દૃષ્ટિ ગઈ, ત્યારે પ્રતીકારનો કોઈ ઉપાય નહોતો રહ્યો. વાયુથી સાંધા પકડાવા લાગ્યા. આંતરડું ખરાબ થયું, શરીર હાડકાંના માળખા જેવું બની ગયું, ભોજનમાં રુચિ ન રહી, રાતે નિદ્રા ન રહી, ઉજાગરામાં પણ શાંતિ ન રહી. ડાક્તરે સલાહ આપીઃ—"દારૂનો ત્યાગ કરો." પણ વિમલાચરણ દારૂનો ત્યાગ કરી શક્યો નહિ. દારૂ સિવાય એને માટે માનસિક શાંતિનો અન્ય કોઈ ઉપાય નહોતો રહ્યો. છેવટે જે દિવસે અવશ બની ગયેલા હાથમાં દારૂની પ્યાલી પકડવાની શક્તિ ન રહી, તે દિવસે તેમણે દારૂ છોડયો. પણ એ સમયે મૃત્યુની વિટ મૂર્તિ એના માથા પર સવાર થઈ ચૂકી હતી. મોત અને જિંદગીના સંધિસ્થળે આવ્યા પછી વિમલાચરણ સમજી શક્યો, કે કેવળ ભોગવિલાસમાં મસ્ત રહેવાથી ચાલતું નથી, સંસારમાં એ સિવાયનાં બીજાં પણ ઘણાં કાર્યો પડયાં છે. પરંતુ હાય, એનાં સઘળાં કાર્ય એમ ને એમ જ રહ્યાં. હવે શું એ કાર્યો કરવાનો અવસર મળી શકશે? કોણ જાણે છે!

આ વખતે લગભગ અર્ધી સંપત્તિ ખલાસ થઈ ગઈ, જે કંઈ બાકી રહી હતી તે ખાઈ જવા માટે શત્રુઓ ટાંપી રહ્યા હતા. વિમલાચરણે વિચાર્યુંઃ એક વિલ કરવું. પરંતુ વિલ કરીને સંપત્તિ કોને આપવી? એનું કોણ હતું? વિમલાચરણે વ્યાકુળ નયને ચારે તરફ દૃષ્ટિ દોડાવી; કોઈ નહોતું; સગા, સંબંધી કે ઉત્તરાધિકારી તરીકે કોઈ નહોતું. એનો વ્યાધિ કમકમી ઊઠયો.

આ સંપત્તિ ઉપર જેની તીવ્ર નજર પડી હતી, તેમાં નવીન પણ એક હતો. તે ઘણા સમયથી આ સંપત્તિ પોતાના હાથમાં લેવાની પેરવી કરી રહ્યો હતો, પણ હજી સુધી એને સફળતા નહોતી મળી. અત્યારે વિમલાચરણની આવી બિમારી જોઈને કેવી રીતે સંપત્તિ પ્રાપ્ત કરી શકાય, એના વિચારમાં નવીન પડયો. વિચારતાં વિચારતાં શ્યામાચરણના પુત્ર રમાનાથની સ્મૃતિ યાદ આવી. નિરાશાના

ગાઢ અંધકારમાં જાણે આશાનો ઉજ્જવળ પ્રકાશ ઝળકી ઊઠયો; વિમલાચરણ તો શ્યામાચરણની મિલકતનો માત્ર ટ્રસ્ટી હતો; સંપત્તિ તો હતી શ્યામાચરણના પુત્ર રમાનાથની: જો રમાનાથને શોધી શકાય તો સઘળી સંપત્તિ પોતાના હાથમાં આવી પડે. જે કંઈ સંપત્તિ છે તે તો આવશે, પણ વિમલાચરણે પોતાના અધિકારની મર્યાદાનો વિચાર કર્યા વગર જે સંપત્તિ વેચી નાખી છે, તે સંપત્તિ પણ પાછી મેળવી શકાશે. કારણ કે ટ્રસ્ટીને દાન–વેચાણ કરવાનો અધિકાર નથી. એટલે ખૂબ મનોમંથન પછી નવીનચંદ્રે ત્રણ સંકલ્પ સ્થિર કર્યા: પ્રથમ તો, રમાનાથને શોધીને બહાર લાવવો; બીજું, એની પાસેથી સઘળી સંપત્તિ લખાવી લેવી; ત્રીજું, કદાચ રમાનાથ ફરી બેસે તો મામલો મુકદ્દમો કરીને ગમે તે ઉપાયે સંપત્તિ પ્રાપ્ત કરવી.

આ પ્રમાણે નક્કી કરીને એક દિવસ નવીનચંદ્ર રમાનાથને શોધવા ઘર બહાર નીકળી પડ્યો. નવીન જાણતો હતો કે રમાનાથના સમાચાર વ્રજબાબુને ત્યાંથી મળશે, એ આશાએ નવીનચંદ્ર વ્રજબાબુના આંગણે આવ્યો અને એનો પહેલો સંકલ્પ સિદ્ધ થયો.

નવીને ગામના લોકો સામે રમાનાથનો પરિચય આપ્યો. એની વાત પર કોઈને વિશ્વાસ ન આવ્યો, કોઈને ન આવ્યો. કોઈને તો લાગ્યું કે નવીનની આ એક ચાલાકી છે; રમાનાથ તો એક બનાવટી પાત્ર છે.

નવીનચંદ્ર રમાનાથને ઘણા આનંદ સહિત લઈ આવ્યો હતો. રમાનાથે પોતાની મિલકત બદલ માત્ર ત્રણ હજારની માગણી કરી હતી. નવીને વિચાર્યું હતું કે ગમે તે રીતે વાંધા વચકા કાઢીને બે હજારમાં પતાવાશે. બે હજારમાં વીસ હજારની સંપત્તિ ! વાર્ષિક પાંચ હજારની ચોખ્ખી આવક છે. પાંદડા પાછળ છુપાયેલું નસીબ છે; પાંદડું ઊડી જશે. નવીનચંદ્રે રમાનાથની ખાતર બરદાસ કરવામાં મણા ન રાખી. ઘી, દૂધ, મેવા મિઠાઇ વગેરેથી એ રમાનાથની થાળી છલકાવતો રહ્યો.

પરંતુ નવીનનો આ બધો પ્રયત્ન વ્યર્થ ગયો, એનો હર્ષ વિષાદમાં પરિણમ્યો. તેણે સાંભળ્યું, કે વિમલાબાબુના પિતામહનો એક દૌહિત્ર છે; એ દૌહિત્ર વિલાસપુરનિવાસી વિનોદરાય જ આ સંપત્તિનો અધિકારી છે. વિનોદરાય સંપત્તિનો અધિકાર મેળવવા પ્રયત્ન કરી રહેલ છે. નવીન જાણતો હતો કે રમાનાથ સિવાય કોઈ અધિકારી નથી અને બે હજારમાં રમાનાથ પાસેથી આ મિલકત ખરીદીને પ્રયત્ન કરવામાં આવશે તો કોર્ટના બારણે ગયા વગર વીસ હજારની મિલકત સહેલાઈથી મેળવી શકાશે; પણ કોણ જાણે ક્યાંથી આ અણધાર્યો ઉપસર્ગ આવી પડ્યો. વિમલાબાબુને કોઈ નહોતું,

માત્ર એના પિતામહની એક દીકરી હતી અને એને એક દિકરો હતો. એનું નામ કોઈ જાણતું નહોતું, પણ આટલા દિવસો પછી કોણ જાણે ક્યાંથી એ લોકો ટપકી પડ્યા! ખરી રીતે સાચો હકદાર રમાનાથ છે, પરંતુ આજ વીસ વરસ થયાં એણે કશો હક દર્શાવ્યો નથી; એટલે એનો હક સાબિત કરવો સહેલ નથી.

ઝઘડો કરવામાં નવીનચંદ્ર જરા પણ પાછો પડે એમ નહોતો, પણ ઝઘડો સરખેસરખા માણસો સાથે થાય એ સારું. જેને દર વર્ષે ત્રીસ હજાર રૂપિયાની આવક હોય, જે દાક્તરી કરીને ઢગલાબંધ નાણાં ખર્ચીને મોટા બેરિસ્ટરો પણ રોકી શકે. એટલે લડીને પરિણામ શું આવે, એ નવીનચંદ્ર સમજી ગયો. નસીબનું પાંદડું ઊડતાં પહેલાં સજ્જડ થઇને ચોંટી ગયું—નવીનનું સુખસ્વપ્ન ભાંગી પડ્યું.

કેવળ નવીનનું સુખસ્વપ્ન ભાંગ્યું એમ નહોતું, રમાનાથનું સુખસ્વપ્ન પણ ભાંગી ગયું. રમાનાથે નક્કી કર્યું હતું, કે ત્રણહજાર રૂપિયા હાથમાં આવ્યા પછી તરત ગોપાલપુર જવું અને શ્રીરામ ગાંગુલીના એમ. એ. થયેલા પુત્ર વેરે મણિનો સંબંધ પાકો કરી લેવો; ત્યારપછી જ ઘેર પાછા જવું. મોટીબાને બતાવી દેવું કે રમાનાથ જે બોલે છે તે કરે છે. અને મણિને...મણિને શું બતાવી દેવું? મણિ ખાતર તો આ બધો ઉદ્યોગ છે; ભગવાન મણિને સુખી કરે. એમાં જ રમાનાથને આનંદ છે, ગર્વ છે, સુખ છે.

પરંતુ બેચાર દિવસ પછી નવીને જ્યારે એને સમજાવ્યું કે, પરિસ્થિતિ પહેલાં જેટલી સરળ હતી, તેટલી જ અત્યારે ગૂંચવાઈ ગઈ છે; વિલની નકલ મેળવીને કોર્ટના આશરા વગર વિજય મેળવી શકાય એમ નથી, એ સિવાય એક પાઈ પણ પામી શકાય એમ નથી. ત્યારે નવીનના આ શબ્દો રમાનાથના માથામાં ધરતીકંપ જેવા જણાયા, એની કલ્પના વેરાઇ ગઈ.

ગામના માણુસો રમાનાથને સલાહ આપવા લાગ્યા: "આટલી મોટી મિલ્કત દસ હજારથી ઓછે ન વેચાય."

કોઈ કહેતું: "ચૌદ પંદર હજારમાં લેવાવાળા ઘણા મળશે."

પણુ રમાનાથે જોયું કે પંદર હજાર તો શું પણ પાંચ હજારમાં ખરીદવાવાળાએ કોઈ નથી.

નવીને કહ્યું: "લોકોની વાત પર ધ્યાન આપશો નહિ. માંડવો બાંધવા તો સહુ આવે છે, ઉપાડવા કોઈ નથી આવતું. દસહજાર ને પંદર હજારની વાતો તો પથરો નાખવા જેવી છે. વિલની નકલ મેળવવાની અરજી આપ્યા પછી પૈસાની વાત; ત્યારે કદાચ પાંચ હજાર પણુ મળે."

નછૂટકે રમાનાથે આ વાતમાં સંમત થઈ વિલની નકલ મેળવવાની અરજીમાં સહી કરી આપી. નવીને કહ્યું: "કોર્ટનો બધો વિધિ હું પતાવી લઈશ, મુદત મળશે ત્યારે તમને જણાવીશ."

રમાનાથ નિશ્ચિત આશા સાથે ગયો હતો અને અનિશ્ચિત આશા સાથે પાછો ફર્યો.

ઘેર આવ્યો ત્યારે મણિએ હસતાં હસતાં કહ્યું: "કાં રમુભાઈ, તમે તો જરાય મોટા નથી થયા, જેવડા હતા તેવડા જ લાગો છો!"

રમાનાથે કશો ઉત્તર ન આપ્યો. મણિ એના ચહેરાની ગંભીરતા જોઈને વિસ્મય પામી

ત્રિપુરાસુંદરીએ સઘળી વાત સાંભળીને કહ્યું: "જહન્નમમાં જાય માલમિલ્કત, આપણે કોરટનાં લફરાં નથી કરવાં. જે કાંઈ મળે છે તે મજાનું છે. ભગવાન એમાં જ સુખી રાખે એટલે પત્યું."

પરંતુ રમાનાથને આ સુખની પતાવટ ન ગમી. તેણે જ્યારે

સાંભળ્યું કે શોધી રાખેલા મૂરતિયાનાં લગ્ન બીજે ઠેકાણે થઈ ગયાં છે, ત્યારે તેના દુઃખની સીમા ન રહી. મૂરતિયાના બાપ ઉપર, સમાજ ઉપર અને છેવટે પોતાની જાત ઉપર એને ક્રોધ આવ્યો. છેવટે સઘળો રોષ વિનોદ પર જઈ ઠલવાયો. વિનોદે જો તે દિવસે સંબંધ પાછો ન ઠેલ્યો હોત, તો આજ લગ્ન પણ થઈ ગયાં હોત. ત્યારપછી પોતાની મિલ્કત વેચીને મણિને ઠેકાણે પાડવાની તક મળી, તો ત્યાં પણ વિનોદનો વિરોધ ખડો થયો. વિનોદ કેવો ભયાનક દુશ્મન! રમાનાથે એવો કયો અપકાર કર્યો છે કે આવી દુશ્મનાવટ ઊભી થઈ? હજી પણ જો વિનોદ પોતાનો દાવો પાછો ખેંચી લ્યે, તો જરૂર યોગ્ય પાત્રના હાથમાં મણિને સોંપી શકાય.

રમાનાથના મનમાં ઈચ્છા થઈ, કે વિનોદ પાસે જઈને કહેવું: ‘બધી મિલકત તું લઈ લે, મારે એ માટે જરા યે મમતા નથી. મને માત્ર ત્રણ હજાર રૂપિયા મળે એટલે હું મણિને કોઈ સુપાત્રના હાથમાં મૂકી શકું.’ ઈચ્છા છતાં રમાનાથ આ કાર્ય કરી શકશે નહિ. જે વિનોદે મણિના લગ્ન માટે સ્પષ્ટ શબ્દોમાં ના સંભળાવી દીધી છે, તે વિનોદ પાસે મણિના લગ્ન માટે પૈસાની ભીખ માગવા જવી? કદી નહિ. એ જો કેવળ રમાનાથનું અપમાન કરીને ગયો હોત, તો રમાનાથ જરૂર એની પાસે જતાં ન અચકાત. પણ એણે તો મણિનું અપમાન કર્યું છે, મણિના પ્રેમની મશ્કરી કરી છે, એની સામે રમાનાથ કોઈ કાળે ન જઈ શકે. મણિ સાંભળે તો શું કહે? કદાચ શરમની મારી ગળે ફાંસો નાખે. મણિને કોઈ વૃદ્ધ પાત્રના હાથમાં મૂકી શકાશે, મણિને જીવનપર્યંત કુમારી રાખી શકાશે, મણિ સાથે પોતે લગ્ન કરવા તૈયાર થશે......પણ વિનોદ પાસે ભીખ માગવા કદી નહિ જાય.

રમાનાથે નક્કી કર્યું: “હવે મોટા ઘરની જરૂર નથી, કોઈ

ગરીબ ગૃહસ્થ ઘરનો સંસ્કારી મૂરતિયો મળે એટલે બસ."

પરંતુ ગરીબ ઘરનો સંસ્કારી મૂરતિયો સહજમાં ન મળ્યો. આ તરફ અષાઢ પૂરો થઈને શ્રાવણ આવ્યો. ત્રિપુરાસુંદરીએ કહ્યું: "અરે રમુ, સામે ભાદરવો આવે છે; લગ્નના દિવસો આવશે નહિ, આ મહિનામાં ગમે તે કરી લે."

રમાનાથ પંદર દિવસની રજા લઈને પાત્ર શોધવા નીકળી પડયો. રમાનાથે ઘણે સ્થળે જોયું, ઘણી તપાસ કરી, પણ જેવા મૂરતિયાની જરૂર હતી તેવો મૂરતિયો ન મળ્યો. છેવટે તેણે થાકીને, મણિના ભાગ્ય પર આધાર રાખીને એક બીજવર શોધી કાઢ્યો. મૂરતિયાની ઉમ્મર ચાલીસની આસપાસ હતી, આગલા ઘરનાં બે બાળકો હતાં, ખાવાપીવાની ખોટ નહોતી, ગજા પ્રમાણે મિલ્કત પણ ઠીક હતી; વળી પહેરામણીમાં કશું આપવું પડે તેમ પણ નહોતું. આ પાત્રનું તેણે નક્કી કર્યું.

મૂરતિયો જાતે આવીને કન્યા જોઈ ગયો,—કન્યા પસંદ પડી. આશીર્વાદ અને લગ્નના દિવસો પણ નક્કી થઈ ગયા. ત્રિપુરાસુંદરીએ કહ્યું: "રમુ, ઉમ્મર તો મોટી લાગે છે."

રમાનાથે ચિડાઈને કહ્યું: "મણિ ક્યાં નાની ગીગલી હતી!"

મોટીબાએ કહ્યું: "પણ આટઆટલી શોધખોળ પછી છેવટે આવું પાત્ર શોધ્યું!"

"મણિનાં નશીબ! તમને પસંદ ન હોય તો બીજે તપાસ કરો."

બીજે તપાસ કરવાની શક્તિ ન હોવાના કારણે મોટીબા કંઈ બોલ્યાં નહિ.

પાત્રને આશીર્વાદ આપવા જવાનું હતું ત્યારે મણિએ રમુભાઈ

માટે ધોયેલાં સારાં કપડાં કાઢી આપ્યાં, એના પર અત્તર પણ લગાવી દીધું.

રમાનાથે પૂછ્યું: "આ બધું શા માટે ?"

"કેમ, તમે ક્યાં જવાના છો ?"

"ચુલામાં."

"જાય તમારા દુશ્મન ! તમારે શામાટે જવું જોઈએ. ?"

રમાનાથે કહ્યું: "હું નહિ જાઉં તો કોણ તું જઈશ ?"

"રમુભાઈ, જો તમે મને ત્યાં મોકલશો તો શું હું નહિ જાઉં ?" કહીને મણિ ઝાંખું હસી. રમાનાથ તીરછી નજરે મણિ સામે જોઈ રહ્યો. ત્યાર પછી તે મેલાં વસ્ત્રો પહેરીને બહાર ગયો. છાપરા પરથી એક કાગડો કર્કશ અવાજે બોલી ઊઠ્યો. ત્રિપુરાસુંદરીએ કહ્યું: "રમુ, ઘડીક બેસી જા."

રમાનાથે મોટી બા સામે તીરછી નજર ફેંકી ચાલતી પકડી. મણિ ઊભી ઊભી હળવું હસી રહી.. ત્રિપુરાસુંદરી એક નિઃશ્વાસ નાખીને મનથી બોલ્યાં: "હરિ હરિ !"

એક કલાક પછી રમાનાથ પાછો ફર્યો, ત્યારે ત્રિપુરાસુંદરીએ વિસ્મયપૂર્વક પ્રશ્ન કર્યો: "કેમ રમુ, પાછો આવ્યો ? ત્યાં ન ગયો ?"

રમાનાથે કોટ કાઢતાં કાઢતાં ચિડાયેલા સાદે કહ્યું: "જાઉં તે કેવી રીતે ? નીકળ્યો ત્યારે કાગડો બોલ્યો, વળી તમે ટોક કરી, ગામ બહાર નીકળ્યો ત્યાં કાળો સાપ આડો ઊતર્યો. આવા અપશુકન સાથે જઈને છેવટે શું મારે મારો જીવ ગુમાવવો ?"

"તું પાછો આવ્યો તે સારું થયું, ભાઈ ! આવા અપશુકન લઈને કોઈ જઈ શકે ?"

"જઈ તો ન શકાય, પણ એ લોકો શું ધારશે ?"

મોટીબાએ કહ્યું: "ગમે તે ધારે ! મૂરતિયો પાછો બહુ રૂપાળોને !"

રમાનાથ હાથમાં હુક્કો લઇને બેઠો. તેણે કહ્યું: "જુઓ મોટીબા, હવે તમે કોઈ રૂપાળો મૂરતિયો શોધી કાઢો એટલે પત્યું."

મોટીબાએ હસીને કહ્યું: "એમ જ થશે."

રમાનાથે ઊંચે સાદે કહ્યું: "એમ થશે નહિ; કરો. હું તમારી કોઇ વાતમાં વચ્ચે નહિ આવું. આને બ્રહ્મવાક્ય માની લેજો."

આ સાંભળીને મણિ ખડખડાટ હસી પડી. રમાનાથ હુક્કો એક તરફ મૂકી મણિ સામે ક્રોધભરી નજરે જોતો જોતો બહાર ચાલ્યો ગયો. મોટીબાએ હસતાં હસતાં કહ્યું: "પાગલને પનારે પડયાં છીએ!"

આખી રાત વિચાર કરીને મોટીબાએ નક્કી કર્યું, કે એક વાર વિનોદની માના પગ પકડીને પણ વિનતિ કરવી.

પોતાના સંકલ્પની વાત પોતાના મનમાં રાખીને બીજે દિવસે ત્રિપુરાસુંદરી વિનોદના ઘર તરફ રવાના થયાં. ઘરબહાર નીકળતાં પહેલાં સત્યનારાયણની કથાની માનતા રાખી. પણ ત્યાં જઈને તેમણે જે સાંભળ્યું, તે પરથી તેઓ કશી વાત ઉચ્ચારી શક્યાં નહિ. એમણે જોયું તો વિનોદ પથારીવશ છે, બે ડાક્તરો એને તપાસી રહ્યા છે.

તીર્થયાત્રા કરીને પાછા આવ્યા પછી વિનોદ કંઇક અસ્વસ્થ રહ્યા કરતો હતો, કામકાજમાં પણ એનું ચિત્ત પરોવાતું નહોતું. જે કામ નછૂટકે કરવું પડતું તે જ કામ તે કરતો, બાકીનો સમય તે પોતાના ઓરડામાં ચૂપચાપ બેસીને વીતાવતો. દવાખાનામાં તેની હાજરી ખાસ નહોતી જણાતી; કોઈ બોલાવવા આવતું તો તે ના પાડતો. પહેલાં વિનોદ દિવસમાં ત્રણ વખત દરદીને જોવા જતો, અત્યારે દરદી સાત વખત બોલાવે ત્યારે તે એક વખત માંડ માંડ જતો. અને દરદીને કહેતોઃ "વિઝિટના પૈસા રોકડા આપો."

ગરીબ ગૃહસ્થ વિનતિપૂર્વક કહેતોઃ "સાહેબ, હું બહુ ગરીબ છું"

વિનોદ ચિડાઈને કહેતોઃ "ગરીબ છો તો મને શા માટે બોલાવવા આવો છો?"

ગરીબોના માબાપ જેવા વિનોદની આવી વૃત્તિ જોઈને લોકો વિસ્મય પામતા. કોઈ ગરીબ માણુસ પોતાની વહાલી વસ્તુ ગીરવી મૂકવા તૈયાર થતો ત્યારે વિનોદ શરમાઈને વિઝીટના પૈસા નહોતો લેતો, બલ્કે ફળફળાદિ માટે ખિસામાંથી બે–ચાર રૂપિયા આપીને દરદીને તપાસતો.

જે લોકો વગર પૈસે દવા લઇ જતા, તેઓને હવે હંમેશને માટે દવા મળવી બંધ થઈ. કોઈ દિવસે વિનોદ દવાખાનામાં જઈને બેસતો તો કોઈ દિવસે નહોતો જતો. દરદીઓ બપોર સુધી રાહ જોઇને ચાલ્યા જતા. દરદીઓના ગયા પછી વિનોદ દવાખાનામાં આવતો અને નોકરને ધમકાવતો. બીજે દિવસે નોકર દરદીઓ આવ્યાના સમાચાર કહેવા જતો ત્યારે તે જવાબ દેતો: "મારું શરીર ખરાબ છે, હું નહિ આવી શકું."

રામજયે ગૃહિણીને કહ્યું: "મા, વિનોદને આ શું થઈ ગયું?"

અન્નપૂર્ણાએ પણ પુત્રના સ્વભાવનું આવું પરિવર્તન જોયું હતું. એનું કારણ પણ વિચાર્યું હતું; પરંતુ એનો કોઈ ઉપાય મળી શક્યો નહોતો. તેમણે ભારે હૈયે રામજય સમક્ષ સઘળી વાત કરી, એ સાંભળીને રામજય પણ રડી ઊઠ્યો અને બોલ્યો: "અરેરે, છેવટે સતી લક્ષ્મીનો અંત આવી રીતે આવ્યો? શું કલિયુગમાં ધર્મ રહ્યો જ નથી?"

"હવે શું કરવું, રામજય?"

"હવે તો લગ્ન કરાવો. લગ્ન થશે એટલે મન સ્થિર થઇ જશે."

"પરંતુ વિનોદ લગ્ન કરવા તૈયાર થશે?"

"તમે કહેશો તો જરૂર તૈયાર થશે."

"એ સાચું છે, પરંતુ આમ પરાણે લગ્ન કરાવવાં એ શું સારું છે?"

રામજયે જરા ચિડાઈને કહ્યું: "સારા નરસાની મને ગમ ન પડે મા! જો દિકરાને જીવાડવો હોય, તો પરણાવો."

અન્નપૂર્ણા "જોઇશ" કહીને વિચારમાં પડચાં. પરંતુ તેઓ સહજ રીતે વિનોદ આગળ વાત મૂકી શકચાં નહિ.

આ તરફ વિનોદનો આહાર ઓછો થવા માંડ્યો, રાતે ઊંઘ આવતી અટકી ગઈ, શરીર પણ ધીરે ધીરે ઘસાવા માંડ્યું, આંખો ઊંડી ઊતરી ગઈ, તેજ ઓછું થયું. આથી અન્નપૂર્ણાદેવી ગભરાયાં. એક દિવસે તેમણે પુત્ર સાથે આડી અવળી વાતો કરતાં કહ્યું: "વિનુ, મારી એક વાત તારે માનવી પડશે."

"હું તમારી કયી વાત નથી માનતો, મા?"

"તું બધી વાત માને છે પણ..."

"તમે અચકાઓ છો શામાટે, મા? મારે શું કરવાનું છે તે કહો."

અન્નપૂર્ણાએ ખૂબ શાંતિપૂર્વક કહ્યું: "મારી ઈચ્છા છે, કે તું સંસારી થા."

ધીમા હાસ્ય સહિત વિનોદ બોલ્યો: "ત્યારે શું હું સંન્યાસી છું?"

માએ કહ્યું: "સંન્યાસીનું મન શાંત હોય, પણ તારું મન તો અશાંત છે."

વિનોદ ચૂપ રહ્યો. માએ કહ્યું: "તું લગ્ન કર."

વિનોદ શૂન્ય નજરે મા સામે જોઈ રહ્યો. માએ મક્કમ અવાજે કહ્યું: "તું લગ્ન કરવા ઇચ્છે છે કે નહિ?"

ઝાંખું હાસ્ય હસતાં વિનોદ બોલ્યો: "તમે આજ્ઞા કરશો તો શું મારાથી ના પાડી શકાશે, મા?"

મોઢું નીચું કરીને માએ કહ્યું: "તો હું તને કહું છું કે તું લગ્ન કર."

વિનોદે કહ્યું: "હું જરૂર લગ્ન કરીશ, પણ થોડા દિવસ જવા દઉં તો કંઈ વાંધો છે?"

માએ કહ્યું: "ઘણા દિવસો ગયા છે, હવે નહિ. તારું શરીર કેવું થઈ ગયું છે એ તેં જોયું?"

વિનોદ હસ્યો; તેણે કહ્યું: "તમારા ખોળામાં રહીને જો શરીર સારું નહિ થઈ શકે તો શું લગ્ન કરવાથી સારું થશે?"

માએ મક્કમ અવાજે કહ્યું: "હા, હું કહું છું, જરૂર સારું થશે."

શૂન્ય ઉદાસ નજરે જોઈને વિનોદ બોલ્યો: "તો પછી તમારી ઇચ્છા પૂરી થાઓ."

અન્નપૂર્ણા તરત પુત્ર પાસેથી ચાલ્યાં ગયાં.

હાય! અંધ માનવી! જીવનના વિકાસથી માંડીને લય પર્યંત તું કેવળ 'સુખ સુખ' કરીને પાગલ બની રહ્યો છે, પ્રબળ મહત્ત્વાકાંક્ષા સાથે મરુભૂમિ પાછળ દોડી રહ્યો છે, પણ તને સુખ મળે છે કે? જેને ખાતર તારી આટલી વ્યગ્રતા છે, આટલી દોડધામ છે, તે વસ્તુ તો માયાયંત્ર માફક એક મોહક ચિત્ર બનીને તારી આગળ ને આગળ જ દોડી રહી છે. જે વસ્તુની ગતિ તારા કરતાં પ્રબળ છે, તે વસ્તુને શું તું પકડી શકવાનો હતો? છેવટે એક દિવસ થાકીને તારે અધવચ્ચે જ મૃત્યુના ખોળામાં વિરામ લેવો પડશે...અને એ સમયે તારું કલ્પેલું સુખ શું તારા મૃત્યુ પર ક્રૂર અટ્ટહાસ્ય નહિ કરે?

મૃત્યુ? આહ્! કેવું ભીષણ દૃશ્ય! જીવનની બાજુમાં જ મૃત્યુ, કેવું બિભીષક સ્વરૂપ! બધું છે છતાં કશું નથી! સંસાર છે, આશા છે, આકાંક્ષા છે, સ્નેહ, મમતા, પ્રેમ બધું છે; છતાં એક જ પળમાં બધાનો ત્યાગ કરીને વિદાય લેવાની છે. કોણ જાણે ક્યાં કોઈ અજ્ઞાત દેશમાં જવું પડશે! ઇચ્છા ન હોવા છતાં પણ જવું પડશે! ત્યાર પછી આ દેહનો ધ્વંસ થશે, બનતા સુધી સગાંવહાલાંઓના હાથે જ દેહના નાશનું કાર્ય પૂરું થશે, નહિ તો ગમે તે આવીને તાણી જશે અને ફેંકી દેશે. આ દેહ—ખૂબ જ યત્નપૂર્વક સચવાયેલો દેહ—શિયાળ અને કૂતરાંઓનો ખોરાક બનશે. બનશે શામાટે, બને છે! વિદેશમાં જ્યાં પોતાનું કહેનાર કોઈ નથી, છેલ્લો નિઃશ્વાસ સાંભળનારું કોઈ

નથી, છેલ્લી વાર પાણીનું ટીપું પાનાર પણ કોઈ નથી, ત્યાં કેટલી યાતનાઓ વચ્ચે મરવું પડે છે? કેટલી અતૃપ્તિ, કેટલી નિષ્ફળતા અને કેટલી ઉપેક્ષા હૈયામાં સાચવીને આ ધરણી પરથી વિદાય લેવી પડે છે! જગતમાં કોઈ નથી જાણી શક્યું કે કોણ મહાન છે: જીવન કે મૃત્યુ?

વિનોદ ધ્રૂજતો ધ્રૂજતો પથારીમાં જઈને પડ્યો.

ધીમે ધીમે વિનોદનું શરીર ક્ષીણ થતું ગયું. એનું લાવણ્ય ગયું, તેજ ગયું, બળ ગયું, અતૂટ સ્વાસ્થ્ય પણ ભાંગી પડ્યું. અન્નપૂર્ણાએ દાક્તર બોલાવ્યો. ચિકિત્સા શરૂ થઈ, પરંતુ આરોગ્યનું કોઈ લક્ષણ ન દેખાયું. ધીમે ધીમે ઉઠવા બેસવાની શક્તિ ભાંગવા માંડી. રામજય તો કન્યા શોધી રહ્યો હતો, તે કન્યાની શોધ પડતી મૂકીને હવે સારા દાક્તરની શોધમાં પડ્યો.

ત્રિપુરાસુંદરી મોટી આશા સાથે આવ્યાં હતાં તે ભારે નિરાશા લઈને પાછાં ફર્યાં.

અન્નપૂર્ણાદેવી જ્યારે સઘળાં કાર્ય છોડીને પુત્રની પરિચર્યામાં પડ્યાં હતાં, ત્યારે રામજયે આવીને સમાચાર આપ્યા: "ન–પાડાની સંપત્તિ માટે મુકદ્દમો દાખલ થયો છે; રમાનાથને હાથમાં લઈને નવીન ઘોષ બધી સંપત્તિ પચાવી પાડવાનો પ્રયત્ન કરી રહ્યો છે."

માએ કહ્યું: "એ માટે જે યોગ્ય વ્યવસ્થા કરવી ઘટે તે કરો. પણ જો રમાનાથ સાચો હક્કદાર હોય તો આપણે એ મિલ્કતની જરૂર નથી."

રામજયે કહ્યું: "એવું જણાશે તો હું પ્રયત્ન માંડી વાળીશ, પરંતુ અંધારામાં રાખીને કોઈ એક પાઈ સરખી લઈ જાય એ મારા જીવતાં નહિ બને."

રામજય મુકદ્દમાની તૈયારીમાં પડ્યો.

બીજી બાજુ દાક્તરે કહ્યું: "રોગનું મૂળકારણ માનસિક અશાંતિ છે, એ અશાંતિ દૂર કરવી જરૂરી છે. વચ્ચેવચ્ચે વિનોદભાઈ મણિનું નામ લ્યે છે. મણિ કોણ છે?"

અન્નપૂર્ણાએ મણિનો પરિચય આપ્યો અને મણિ સાથે સગપણ થયેલું એ સઘળી વાત કહી. એ સાંભળીને બુદ્ધિશાળી દાક્તરે કહ્યું: "જો મણિને બાજુમાં રાખી શકાય તો પરિણામ ઘણું સારું આવે."

અન્નપૂર્ણાએ રમાનાથને બોલાવીને કહ્યું: "ભાઈ, મારે મણિની જરૂર છે."

ચમકીને રમાનાથે પૂછ્યું: "કેમ?"

અન્નપૂર્ણાએ કહ્યું: "હું એને મારા પુત્રની વહુ બનાવીશ."

દીર્ઘ નિઃશ્વાસ નાખીને રમાનાથ બોલ્યો: "હવે એ નહિ બની શકે; એનો સંબંધ નક્કી થઈ ગયો છે."

અન્નપૂર્ણાએ કહ્યું: "સંબંધ તોડી નાખો; તારી સઘળી સંપત્તિ હું જતી કરીશ."

રમાનાથે તીરછી નજરે જોઈને કહ્યું: "હું કન્યા વેચવાનો ધંધો નથી કરતો."

"સારું, હું ભીખ માગું છું."

"એક દિવસ હું પગ પકડીને આપવા આવ્યો હતો."

"એ વાત જવા દે, ભાઈ! હવે તું આપીશ કે નહિ તે કહે."

"એ તો મેં કહ્યું; મણિનો સંબંધ પાકો થઈ ગયો છે."

"ક્યાં?"

"અહીં જ."

"પાત્ર કોણ છે?"

"હું."

અન્નપૂર્ણાદેવી તીરછી નજરે રમાનાથ સામે જોઈને બોલ્યાં:

"હું મણિની મોટીબા સાથે મળીને વાત કરીશ. તારા જેવા ધનહીન માટે મણિ યોગ્ય નથી."

રમાનાથે ઊંચે સાદે કહ્યું: "હું ધનહીન નથી, મારા બાપની સંપત્તિ ઘણી છે."

"સંપત્તિ તારા બાપની નથી, મારા બાપની છે."

"એનો નિર્ણય તો અદાલતમાં જ થશે."–કહીને રમાનાથ એકદમ ચાલ્યો ગયો. અન્નપૂર્ણાએ રામજયને બોલાવીને કહ્યું: "રમાનાથના હાથમાં એક પાઈ પણ ન જવી જોઈએ. એ સાચો હક્કદાર હોય તો પણ છેવટ સુધી લડી લેવાનું છે."

રામજય વિસ્મયભરી નજરે અન્નપૂર્ણાદેવીના ગંભીર વદન સામે જોઈ રહ્યો.

ખરેખર, આજ તો મોટીબા ખૂબ જ વિચારમાં સૂનમૂન થઈને બેઠાં હતાં. એમના હૃદયમાં ભારે વ્યથા દબાઈને મૂંઝવાતી હોય એમ એમની આંખો પરથી જોઈ શકાતું. મણિના લગ્નનો પ્રશ્ન એમના મનને કોરી રહ્યો હતો. આવી રૂપવતી અને ગુણવતી કન્યાના લગ્ન માટે શું કોઈ યોગ્ય વર પણ ન મળી શકે? એનામાં કંઈ એબ છે? શું કંઈ ખોડખાંપણ છે? હા...પૈસા નથી!

મોટીબાએ એક ઊંડો નિસાસો નાખ્યો. આ નિઃશ્વાસની ભાષા કોણ વાંચી શકે? હૃદયમાંથી નીકળતા નિઃશ્વાસની ભાષા હૃદય સિવાય કોઈ ન વાંચી શકે.

બહાર ગયેલો રમાનાથ આવ્યો. મોટીબાને ખૂબ જ વિચારમાં પડેલાં જોઈને રમાનાથ સ્થિર રહી શક્યો નહિ. આજના જેવી ચિંતા મોટીબાના ચહેરા પર કોઈ દિવસ દેખાઈ નહોતી. રમાનાથે ધીમા સાદે પ્રશ્ન કર્યો: "મોટીબા, કેમ આજ આમ ઉદાસ થઈને બેઠાં છો?"

"ભાઈ, ઘરમાં જુવાન કુંવારી કન્યા હોય, ત્યારે માબાપને કેટકેટલી ચિંતા હોય છે એ તને ક્યાંથી સમજાય?"

રમાનાથ નીચે બેસી ગયો. મોટીબાના આ આક્ષેપ સામે કશું

બોલી શકાય એમ નહોતું. મોટીબાએ કહ્યું: "ઘરમાં એક તારા સિવાય કોઈ નથી કે જે મણિનું કામ પતાવે. મણિના મોટા બાપુ જીવતા હોત તો..."

રમાનાથે કહ્યું: "જુઓ બા, પ્રયત્ન કરવામાં મેં મણા નથી રાખી. હું તો એક ઠેકાણે સઘળું નક્કી પણ કરી આવ્યો હતો."

"પણ ભાઈ, એમ દાવો લઈને કૂવામાં ઊતરાય? ચાલીસ વરસના મૂરતિયા સાથે મણિનો ભવ બગાડતાં માનો જીવ કેમ ચાલે?"

રમાનાથે કહ્યું: "ચાલીસ વરસનો મૂરતિયો શું બહુ મોટો કહેવાય?"

"મણિની હારનો તો ન જ કહેવાય."

"તો પછી પૈસા વગર સારું સ્થળ કેવી રીતે મળે?"

મોટીબા ચૂપ રહ્યાં.

રમાનાથે કહ્યું: "આજ વિનોદભાઈની માએ મને બોલાવ્યો હતો."

"શા માટે?"

"મણિ સાથે વિનોદનાં લગ્ન કરવાની એમની ઇચ્છા જણાવવા."

"પછી?" મોટીબા ઉત્સુક નજરે રમાનાથ સામે જોઈ રહ્યાં.

રમાનાથે કહ્યું: "વિનોદ સાથે મણિનાં લગ્ન થાય તો એ લોકો મારા બાપની મિલ્કત પરથી પોતાનો હક્ક છોડી દેશે."

"પછી તેં શું કહ્યું?"

રમાનાથે કહ્યું: "શું કહ્યું હોય તો સારું ગણાય, કહો જોઉં?"

"સારા નરસાની મને ગમ ન પડે; તેં શું ઉત્તર આપ્યો એ કહે જોઉં."

"મેં તો રોકડું પરખાવી દીધું."

"એટલે?"

રમાનાથે કહ્યું: "કન્યા વેચવાનો અમારો ધંધો નથી."

મોટીબાનો ચહેરો ભારે થઈ ગયો. એમણે કહ્યું: "ત્યાર પછી?"

"ત્યાર પછી તેમણે મણિની ભિક્ષા માગી."

આશ્ચર્ય સહિત મોટીબા બોલી ઊઠયાં: "ભિક્ષા?"

હસીને રમાનાથ બોલ્યો: "હા, ભિક્ષા! એ ભિખ નહોતી, પણ ક્રૂર મશ્કરી હતી. એ લોકો મોટા છે અને આપણે નાના છીએ. એ લોકો જેને ભિક્ષા કહે છે તે એ લોકોની નહિ પણ આપણી! એ લોકોના ઇચ્છાને તૃપ્ત કરવી એ જાણે આપણી ફરજ છે. એમને જે જોઈએ તે આપણે એમના ચરણે ધરી દેવું જોઈએ: એ લોકોની વાતનો આવો જ ભાવ હતો. શું હું નાનો ગીગલો છું? હું કોઈ વાત ભૂલી જાઉં એવો નથી. તે દિવસનું અપમાન શું મારાથી ભૂલી શકાય એમ છે?"

શંકાથી ધ્રૂજતા અવાજે મોટીબાએ પ્રશ્ન કર્યો: "એટલે તેં તે દિવસના અપમાનનો બદલો લીધો?"

"હા."

મોટીબાનો ચહેરો આષાઢ માસના વાદળ જેવો થઈ ગયો. રમાનાથે ઊભા થઈને હુક્કો ભરવાની તૈયારી કરી. મોટીબાએ એક નિઃશ્વાસ નાખીને કહ્યું: "આ તેં શું કર્યું, રમુ?"

"શું કર્યું?"

"હાથમાં આવેલી લક્ષ્મીને ફરી વાર લાત મારી."

રમાનાથે તીરછી નજરે મોટીબાના વદન સામે જોઈને ગંભીર અવાજે કહ્યું: "જુઓ મોટીબા, તમે એમ માનો છો કે મોટા માણસો લાત મારીને હસે એટલે આપણે કૃતાર્થ થયા. એ રીતે તમારે કૃતાર્થ થવું હોય તો ભલે, મારાથી નહિ થઈ શકાય. મારી હોજરીમાં એટલું જોર નથી કે હું પથ્થર પણ પચાવી શકું. શું આવડા મોટા દેશમાં વિનોદ દાક્તર સિવાય કોઈ મૂરતિયો જ નથી?"

"હોત તો તેં શોધી કાઢ્યો હોત."

સ્થિર ગંભીર સાદે રમાનાથ બોલ્યો: "આજ મેં શોધી કાઢ્યો છે."

"ક્યાં ?"

"તમારી જ સામે. હું પોતે જ મણિ સાથે લગ્ન કરીશ."

મોટીબા આશ્ચર્યભર્યા અવાજે બોલી ઉઠયાં: "સાચું કહે છે ?"

રમાનાથે સ્થિર અવાજે કહ્યું: "હા, સાચું કહું છું. સાંભળો મોટીબા, હું આટલા દિવસોથી મણિ માટે માત્ર ધનવાન વર નહોતો શોધતો; હું શોધતો હતો, મણિને પ્રાણથી પણ અધિક રાખે એવો સહૃદયી સ્વામી. પછી એ મૂર્ખ હોય કે ગરીબ હોય, પરંતુ મારા આટઆટલા પ્રયત્નથી પણ હું એવો મૂરતિયો ન શોધી શકયો. મેં વિચાર્યું કે, મારા સિવાય મણિને કોઈ સુખી કરી શકશે નહિ. તેથી જ મેં નક્કી કર્યું છે, કે હું મણિ સાથે લગ્ન કરીશ. તમે લગ્નની તૈયારી શરૂ કરજો."

રમાનાથ હાથમાં હુક્કો લઈને બહાર ચાલ્યો ગયો. મોટીબા સ્થિર ભાવે ઓસરીમાં બેસી રહ્યાં! એમની આંખોમાંથી આનંદનાં બે આંસુ ટપકી પડયાં.

મધ્યાહ્નનો સમય હતો. આકાશ વાદળથી ઘેરાયેલું હતું. ઉમા પોતાના ઓરડામાં બેઠીબેઠી મહાભારત વાંચી રહી હતી. જ્યારે જ્યારે ઉમા માનસિક સંવેદના અનુભવતી ત્યારે ત્યારે તે મહાભારતમાં મન પરોવતી અને જાગ્રત થયેલી મનોવેદનાને ફરીવાર પોઢાડી દેતી.

વિરાજે ઓરડામાં પ્રવેશ કરતાં કહ્યું: "શું ચાલે છે, બહેન?"

ઉમાએ બારણા તરફ નજર કરી. વિરાજે હસતાં હસતાં કહ્યું: "મહાભારત વંચાતુ લાગે છે."

"હા; બેસને."

"મને મહાભારતની પારાયણ નથી ગમતી. એમાં તે એવું શું ભર્યું છે કે તું હેઠે જ મૂકતી નથી?" કહી વિરાજ નીચે પાથરેલા એક આસન પર બેઠી.

"મારે માટે એમાં એવી એક વસ્તુ ભરી છે, કે જે કારણે હું મહાભારતને હેઠે મૂકી શકતી નથી."

"વાહ! એવું શું ભર્યું છે?"

ઉમાએ સ્વાભાવિક સાદે કહ્યું: "બળ્યાં ઝળ્યાં હૈયાંને એમાંથી સાંત્વન મળે છે."

વિરાજ ઉમાનાં શ્રદ્ધાપૂર્ણ નયનો સામે જોઈ રહી.

ઉમાએ કહ્યું : "સાંત્વનની સાથે સાથે મન પણ પવિત્ર રહે છે."

"મારા ગળે આ વાત નથીઊતરતી. મારામારીની કથામાંથી સાંત્વન અને પવિત્રતા મળે એ તો ભારે આશ્ચર્ય કહેવાય! પ્રેમ, હાસ્ય, દર્દ અને સમાજનાં સુખદુ:ખોની અનેક નવલકથાઓ પ્રગટ થાય છે. એ કથાઓ કેટલી સરસ હોય છે! એ વાંચીએ છીએ ત્યારે બધી વેદના ભૂલી જઈએ છીએ, એવું મજાનું વાચન છોડીને આ પુરાણમાં આંખો ફોડવી એ તો બહુ જ ખરાબ કહેવાય!"

ઉમાએ વિરાજ સામે સ્થિર નજરે જોઈને કહ્યું: "સાંત્વન મળવું અને વેદના ભુલાવી એમાં ઘણો તફાવત છે. દારૂ પીનારો માણસ એમ કહે કે દારૂથી વેદના ભુલાઈ જાય છે, માટે કોઈએ દૂધ પીવાની જરૂર નથી, એટલે શું દારૂ પીવો ઉચિત ગણાય?"

"એટલે કે તું વર્તમાન સમયે લખાતી નવલકથાઓને દારૂ માને છે?"

"જેમાં નશો છે એને હું દારૂ માનું છું. આજની વાર્તાઓ પણ એક પ્રકારનો નશો છે. લોકોની સામે ચંચળવૃત્તિની છોળો વહેતી મૂકીને આજની વાર્તાઓ લોકોના દૃઢ મનોભાવને પાંગળા કરી મૂકે છે. હું કબૂલ કરું છું કે એ વાર્તાઓ વેદના ભુલાવી શકે છે, એ વાર્તાઓ હૈયામાં નૂતન આંદોલનો પણ ઊભાં કરી શકે છે...છતાં એ ચિરંજીવ સાહિત્ય નથી."

"તો પછી શું આ બધા વિદ્વાન લેખકો સાવ મૂરખા હશે?"

"ના બહેન, એવો આક્ષેપ મારાથી ન મૂકી શકાય. મારી ટીકા બધા લેખકોની વાર્તાઓ માટે નથી. એવી ઘણી વાર્તાઓ છે, જે માનવહૃદયની સનાતન વાણી વ્યક્ત કરે છે અને જનતાને સાચો માર્ગ દર્શાવે છે, પણ હું તો આજકાલ જે વાર્તાઓ ઘેરઘેર વિષ ફેલાવી રહેલ છે, તે વાર્તાઓની ટીકા કરું છું."

"બહુ સારું. હવે એ પંચાત જવા દે, કંઈક વાત કહે." વિરાજે કહ્યું.

ઉમાએ કહ્યું: "શી વાત કહું?"

"ગમે તે."

ઉમાએ હસતા નયને જોઈને કહ્યું: "એક હતો રાજા, એને હતી બે રાણી."

વિરાજ બોલી ઉઠી: "એક માનિતી ને બીજી અણુમાનિતી."

"હા, માનિતીનું નામ સારું હતું."

વિરાજે કહ્યું: "ઉમા."

ઉમાએ હસીને કહ્યું: "ના, વિરાજમોહિની."

વિરાજ પણ હસતાં હસતાં બોલી: "ઉંહું, એ તો હતી એક રાજાની અણુમાનિતી; બીજી કોઈ વાત કહે."

ઉમાએ કહ્યું: "બીજી કઈ વાત કહું?"

વિરાજે કહ્યું: "જો બહેન, દુઃખનાં ગીત સાંભળી સાંભળીને તો હવે વાજ આવી ગઈ છું. બે ચાર સુખ ભરી વાતો...તારા લગ્નજીવનની જ વાતો કહે."

ઉમાએ કહ્યું: "મને યાદ નથી."

"જેટલું યાદ હોય તેટલું કહે. હં, વિનોદ બાબુનો તારા પર કેવો પ્રેમ હતો?"

"ખૂબ. હું હસું તો હસે, રડું તો ગભરાઈ જાય, પાણી માગું તો દૂધ હાજર કરે..."

વિરાજે કહ્યું: "ગરમી થાય તો પવન નાખે, પગ દબાવે..."

ઉમા હસીને બોલી: "સામે આવીને આદર દેતા, પાછળ ફરીને ગાળ દેતા, મોઢેથી કહે જીવતી રહે અને મનથી કહે કે મરી જા..."

બંને બહેનપણીઓ ખડખડાટ હસી પડી. દુઃખના ઘોર ઝંઝાવાત વચ્ચે જાણે શાંતિનું મધુર ઝરણુ વહેવા માંડયું.

બહારથી કોઈનો અવાજ આવ્યો : "વિપ્રદાસ બાપુ ઘેર છે કે?"

ઉમા એકદમ ઓરડા બહાર આવી. વિરાજે પ્રશ્ન કર્યો : "કોણ છે?"

ઉમાએ કહ્યું : "વિલાસપુરવાળા રમાનાથભાઈ."

રમાનાથ ઓસરીની કોર પાસે ઊભો રહ્યો. ઉમાએ કહ્યું : "મારા બાપુ તો બહાર ગયા છે."

"પણ હું ખાસ નિમંત્રણ આપવા આવ્યો છું."

"શેનું?"

"મારા લગ્નનું; તારે અને તારા બાપુને ખાસ આવવું પડશે." રમાનાથના અવાજમાં ઉત્સાહ હતો.

"મારા બાપુ જરૂર આવશે...મારાથી..."

"એ નહિ ચાલે, તારે તો અવશ્ય આવવું જ પડશે. ઘરના શણગારનું કાર્ય હું તારા હાથમાં સોંપીશ." કહીને રમાનાથ ઉતાવળી ચાલે ચાલ્યો ગયો.

**મણિએ** પ્રશ્ન કર્યો: "વિનોદ બાબુને કેમ છે, મોટીબા?"

"જરા ઠીક છે."

"તમે આજ ગયાં હતાં?"

એક હળવો નિઃશ્વાસ નાખીને મોટીબા બોલ્યાં: "જવું તો જોઈએ જ ને. જો કે ત્યાં જઈને મોઢું બતાવી શકાય એવું નથી રહ્યું, છતાં કંઈ ગયા વગર ચાલે?"

જરા મૌન રહીને મણિ બોલી: "રમુભાઈની માંદગી વખતે વિનોદ બાબુએ ઘણું કર્યું હતું."

"સૌ જાણે છે કે એણે રમુને મરતાં બચાવ્યો હતો. વિનોદના ઉપકારનો બદલો થોડો વાળી શકાય એમ છે?"

મણિએ બીજો પ્રશ્ન કર્યો: "બધા કહે છે કે વિનોદ બાબુની તબિયત ઘણી નરમ થઈ ગઈ હતી."

"ઘણી તે વળી કેવીક! મોત અને માણસ વચ્ચે જાણે ખેંચતાણ ચાલી રહી હતી. બબ્બે દાક્તરો તો રાતદિવસ પથારી પાસે રહેતા. પૈસાદાર માણસ એટલે બચી શકે, આપણા જેવા તો ક્યારનાય ઊડી જાય."

મણિએ કહ્યું: "હજી હમણાં જ તીર્થયાત્રા કરીને આવ્યા છે."

"મોટા માણસ રહ્યા. પરદેશમાં ખાવાપીવાનું ઠેકાણું ન પડે; એ બધું શું સહન થઈ શકે? વળી અધૂરામાં પૂરું..."

"શું?

મોટીબાએ ધીમા સાદે કહ્યું: "તેં કશું સાંભળ્યું નથી?"

આગ્રહભર્યા ભાવે મણિએ પૂછ્યું: "ના, શું?,'

"એની આગલી વહુ મરી ગઈ."

વિસ્મયભર્યા સ્વરે મણિ બોલી: "આ શું કહો છો મોટીબા?"

મણિ શાક સમારી રહી હતી; તેના હાથમાંની છરી હાથમાં જ રહી ગઈ. વ્યગ્ર નજરે તે મોટીબા સામે જોઈ રહી. મોટીબા બોલ્યાં: "શ્રીક્ષેત્રમાં ઉમા પણ ગઈ હતી, વિનોદ સાથે મેળાપ પણ થયો હતો, પણ કશી વાતચીત થઈ શકી નહોતી."

"અને પછી?"

"પછી તો ત્યાં રોગચાળો ફાટ્યો હશે એટલે એમાં બિચારી મરી ગઈ."

ઘડીભર મૌન રહીને મણિ વ્યથાભર્યા સાદે બોલી ઉઠી: "આહ!"

"એના શોકમાં જ વિનોદ માંદો પડ્યો. ગમે તેમ તોય અડધું અંગ ને!"

ઘડીક રહીને મોટીબા બોલ્યાં: "અને એટલા માટે જ અન્નપૂર્ણા-દેવીએ રમાનાથને વિનવણી કરી હતી, પણ રમુ શું માણસ છે?"

મોટીબાએ એક હળવો નિઃશ્વાસ નાખ્યો. મણિ શાક સમારવા લાગી.

મોટીબા બોલ્યાં: "વિનોદ દરદના ઘેનમાં કેવળ તારું જ નામ..."

શાક સમારતાં સમારતાં હાથમાંની છરી આંગળીમાં ચંપાઈ ગઈ. મોટીબા એ જોઈ ગયાં. તે એકદમ બોલી ઉઠ્યાં: "આંગળી કપાઈ કે? જોઉં..."

"ના, ખાસ કંઈ નથી લાગ્યું. સહેજ ધાર બેસી ગઈ. હમણાં તાજી જ ઘસાવી હતી ને..." કહીને મણિએ લોહીવાળી આંગળી દબાવી રાખી.

"પણ લોહી વહે છે ને..."

"ના ના.. એ તો સહેજ." કહેતી મણિ ઊભી થઈ ગઈ અને પાણીનો લોટો ભરી આંગળી પર ધાર કરવા લાગી. ત્યાર પછી ભીનો પાટો બાંધીને મણિ શાકની થાળી પાસે બેઠી. વાતનો પ્રસંગ બદલવા ખાતર મણિએ કહ્યું : "રમુભાઈ ક્યારે આવશે ?"

"બુધવારે સવારે આવશે; સોમવારે તો લગ્ન છે."

મણિ નીચું જોઈને બટેટા સમારવા લાગી. ધીમા હાસ્ય સહિત મોટીબા બોલ્યાં : "કેમ, મનમાં કંઈ ફિકર થાય છે ?"

મણિ જરા હસીને બોલી : "ખૂબ જ."

"મનમાં ગમે તે થતું હોય, પણ તારાથી હવે નામ દઈને ન બોલાવાય."

"ત્યારે શું કહીને બોલાવું ?"

"તારું માથું કહીને. બોલાવવા માટે શું બીજું કાંઈ નથી જડતું ?"

' એ...એ કહીને બોલાવું ?"

"હા. હવે એમ જ શોભે" કહીને મોટીબા હસ્યાં. મણિ પણ મનથી હસતી હતી. થોડી વાર પછી મણિ બોલી : "બા !"

"શું છે ?"

"આવતી કાલે તમે ત્યાં જવાનાં છો ?"

"ક્યાં ?"

"એ લોકોને ઘેર."

"શું કામ હતું?"

"અમસ્થી પૂછું છું."

મોટીબાએ પૂછ્યું: "તું આવીશ?"

મણિ એક નિઃશ્વાસ છુપાવીને બોલી: "ના...રમુભાઈને ખબર પડશે તો ચિડાશે."

"ખબર પડે તો ને?" કહીને મોટીબા મણિના ચહેરા સામે જોઈ રહ્યાં. થોડી વાર પછી બોલ્યાં: "કાલ હું જઈશ ત્યારે તને સાથે તેડી જઈશ."

વિનોદની માંદગીના સમાચાર સાંભળ્યા પછી મણિના હૃદયમાં વિનોદને જોવાની ઇચ્છા જાગી હતી. ઇચ્છા થવા છતાં તે મોઢેથી કશું કહી શકી નહોતી, કદાચ કોઈ શું ધારે. જરૂર કોઈને ધારવા જેવું કશું નહોતું, મણિ પ્રેમને ખાતર જોવા જવા નહોતી ઇચ્છતી, માત્ર વિવેક ખાતર જવા ઇચ્છતી હતી. રમાનાથની માંદગી વખતે વિનોદબાબુએ ઘણું કર્યું હતું, એટલા ખાતર મણિ વિનોદના ઉપકાર નીચે આવી ગઈ હતી. આ ઉપકારની દૃષ્ટિએ પણ મણિને જવું જરૂરી લાગતું હતું, પરંતુ લોકો આ વસ્તુ માનશે? એ તો કહેશે કે આ વિવેક ખાતર નહિ પણ પ્રેમને ખાતર છે. મોટીબા તમાશો કરશે, રમુભાઈ ચિડાશે; હાય! લોકો જો લોકોના મનની વાત સમજી શકતા હોય તો? વિનોદને જોવા જવાની પ્રબળ ઇચ્છા હોવા છતાં તે લોક-લજ્જાને ખાતર આજ સુધી ત્યાં જઈ શકી નહોતી, પરંતુ મોટીબાએ જ્યારે સાથે લઈ જવાનું કહ્યું ત્યારે તે કોઈ પ્રકારની અસમ્મતિ દર્શાવી શકી નહિ. એનું આ મૌન જ મનની ઇચ્છાને સ્પષ્ટ ભાવે વ્યક્ત કરતું હતું. મોટીબાને મણિના મનની ઇચ્છા સમજવામાં વિલંબ ન લાગ્યો.

તે જ દિવસે જમ્યા પછી મોટીબા મણિને સાથે લઈને વિનોદને

જોવા ગયાં. જતી વખતે મોટીબાએ મણિને સારાં વસ્ત્રો અને એકબે દાગીના પહેરવાનું કહ્યું. મણિએ હસીને ઉત્તર આપ્યો: "આ બધું શા માટે મોટીબા? શું કન્યા દેખાડવા જવું છે?"

મોટીબાએ ચિડાઈને કહ્યું: "શું એટલા માટે જ સારાં લૂગડાં પહેરાતાં હશે? કોઈને ત્યાં જવું હોય ત્યારે કંઈક વ્યવસ્થિત રીતે જવું જોઈએ."

"પણ એ તો જે લોકો અવ્યવસ્થિત-ગંદા હોય તેમને માટે."

"અને તું તો જાણે સ્વર્ગની પરી બની ગઈ હોઈશ?"

"એ ન હોવા છતાં પણ હું કુહડ તો નથી જ."

મણિના વદન પર ક્રોધભરી નજર કરીને મોટીબા બોલ્યાં: "તને ફાવે એમ કર. તારામાં હજાર અવગુણ ભર્યા છે,...પણ બોલતાં સારું આવડે છે."

મોટીબાનો રોષ જોઈને મણિએ વસ્ત્રાલંકાર પહેર્યાં.

વિનોદ જરા સ્વસ્થ થઈ શક્યો હતો, ઉઠી બેસી શકતો, પણ હજી ચાલી શકતો નહિ. અને દાક્તરે પણ ચાલવાની મના કરી હતી. વિનોદ મોટે ભાગે સૂઈ રહેતો. જ્યારે સૂતા સૂતા કંટાળી જતો ત્યારે પાછળ તકિયો રાખીને બેસતો અથવા બાજુની આરામખુરશી પર આડો થતો. એ આરામખુરશી પર વધુ વાર બેસી શકતો નહિ; થોડી વારમાં થાકીને શય્યા પર સૂઈ જતો.

પુત્રને સારું થતું જોઈને અન્નપૂર્ણાના આનંદનો પાર નહોતો. વિનોદની તબિયત જ્યારે ખૂબ જ લથડી હતી, ત્યારે ઘણા દેવીદેવતાઓની માનતા કરી હતી. અત્યારે તેઓ માનતા પૂરી કરવાની વ્યવસ્થા કરતાં હતાં.

ત્રિપુરાસુંદરી અને મણિ ઘેર આવ્યાં ત્યારે અન્નપૂર્ણાએ ખૂબ આદરથી એમને બેસાડયાં. મણિ થોડી વાર ત્યાં બેસીને ઊભી થઈ અને ચારે તરફના ખંડ જોતી જોતી આગળ ગઈ. મણિ આ મકાનમાં પહેલી વાર આવી હતી.

એક ઓરડામાં પગ મૂકતાં જ મણિ ચમકી ઊઠી. તેણે જોયું

કે એક શય્યા પર તકિયાને ટેકે વિનોદ બેઠો છે. વિનોદને જોઈને મણિ ધ્રુજી ઉઠી, ત્યાંથી ચાલ્યાં જવું કે ઊભાં રહેવું તે એ નક્કી કરી શકી નહિ. ચાલ્યા જવા માટે તેણે એક પગલું પાછું ભર્યું, પરંતુ વિનોદને પોતા તરફ જોઈ રહેલો નિહાળીને તે પાછી ફરી શકી નહિ. નીચી નજરે જોતી એ ત્યાં ને ત્યાં ઊભી રહી.

વિનોદે ધીરેથી કહ્યું: "કોણ, મણિ?"

મણિનો ચહેરો લજ્જાથી લાલ થઈ ગયો. વિનોદે પૂછ્યું: "ક્યારે આવી?"

ધરતી સામે નજર ટેકવીને મણિ બોલી: "થોડીક વાર થઈ."

"મોટી બા આવ્યાં લાગે છે?"

"હા."

"માને મળી?"

"હા."

જરા રહીને વિનોદે કહ્યું: "તે ત્યાં શા માટે ઊભી છે? અંદર આવ ને."

મણિ ધીરે પગલે ઓરડામાં જઈને ટેબલ પાસે ઊભી રહી. વિનોદ ચૂપ રહ્યો; મણિના મોઢામાં પણ કોઈ શબ્દો નહોતા. ઓરડો જાણે સાવ નીરવ બની ગયો; માત્ર દિવાલ પર ટીંગાઈ રહેલા ઘડિયાળનો ટકટક અવાજ આ ઓરડાની અસ્વાભાવિક નીરવતાને નિવારી રહ્યો હતો.

પરંતુ આવી રીતનું મૌન લાંબો સમય ન શોભે. મણિએ ટેબલ પર જમણો હાથ પસારતાં કહ્યું: "આપની તબિયત ખૂબ જ નરમ થઈ ગઈ હતી ખરું?"

"હા, વિદાયની જ તૈયારી થઈ ગઈ હતી; પણ માએ ન જવા દીધો."

મણિએ કહ્યું: "આપને જવાની ઈચ્છા શા માટે કરવી પડી?"

રોગથી પીળા પડી ગયેલા હોઠ પર ઝાંખું હાસ્ય લાવીને વિનોદ બોલ્યો: "ઈચ્છા—અનિચ્છાનું ક્યાં ચાલે છે? ઈચ્છા હોય તો પણ જવું પડે છે, એક વાર ન હોય તો પણ જવું પડે છે. જ્યારે જવાનું જ છે, તો વહેલા વહેલા શા માટે ન જવું?"

વાત કરતાં કરતાં મણિનો સંકોચ કંઈક દૂર થતો હતો. તેણે મંદ હાસ્ય સહિત કહ્યું: "મને લાગે છે કે આપને વૈરાગ્ય આવ્યો છે."

વિનોદે પણ હસીને કહ્યું: "પણ દુઃખની વાત તો એ છે કે આ વૈરાગ્ય સ્થાયી નથી."

"પણ આપને એવું શું દુઃખ છે કે આટલી ઉમ્મરે સ્થાયી વૈરાગ્ય ઈચ્છો છો?"

વિનોદે કહ્યું: "માણસને દુઃખ ઘણું હોય છે, જ્યારે સુખ અલ્પ હોય છે. માણસ જો પોતાની પરિસ્થિતિનો વિચાર કરી શકે તો એને વૈરાગ્ય સિવાય કોઈ પણ વસ્તુમાં સુખ ન દેખાય. वैराग्यमेवाभयम्"

મણિએ કહ્યું: "ત્યારે તમે સંસારનું સઘળું સુખ બાવાઓની ઝોળી—કફનીમાં જ ભર્યું લાગે છે!"

વિનોદ બેસી શક્યો નહિ. સૂઈ ગયો—અને તેણે થાકેલા ભાવે આંખો બંધ કરી. મણિ ઘડીભર ચૂપચાપ ઊભી રહી; ત્યારપછી ઓરડામાં લટકાવેલી છબીઓ જોવા લાગી.

સામેની દિવાલ પર મનુષ્યના હાડપિંજરનું એક મોટું ચિત્ર ટીંગાએલું હતું. બાજુમાં એક નાનો ફોટો હતો. ફોટામાં એક શરમાળ યુવતી હતી. મણિ ઊભી ઊભી એ યુવતીનો ફોટો જોવા લાગી.

પાછળથી ધીમેથી હસવાનો અવાજ સાંભળીને મણિએ નજર ફેરવી. વિનોદે પ્રશ્ન કર્યો: "આમ ધ્યાનમગ્ન બનીને શું જોઈ રહી છે?"

મણિએ ફોટા સામે ફરી વાર જોઈને કહ્યું: "મને લાગે છે કે આ આપનાં……"

મણિ વાક્ય પૂરું કરે એ પહેલાં જ વિનોદ બોલી ઉઠયો: "મારી સ્ત્રીનો ફોટો છે."

"આપનાં પત્ની ખૂબ જ સુંદર હશે?"

"માત્ર સુંદર નહિ, ગુણવાન પણ હતી."

જરા હસીને મણિ બોલી: "આપ શું હજી પણ આપની સ્ત્રીને ચાહો છો?"

"પ્રેમની કોઈ ચોક્કસ મુદત નથી હોતી, એ તો ચિરકાળ સુધી રહે છે."

મણિએ કહ્યું; "મેં સાંભળ્યું છે કે આપ ફરીથી લગ્ન કરવા ઇચ્છો છો?"

"તેં ખોટું નથી સાંભળ્યું."

કટાક્ષભર્યા અવાજે મણિ બોલી: "લગ્ન પછી પણ આપનો ઉમા પરનો પ્રેમ આવો ને આવો જ રહેશે?"

મક્કમ અવાજે વિનોદ બોલ્યો: "મૃત્યુ પછી પણ જો પ્રેમનું અસ્તિત્વ રહેતું હશે, તો મને લાગે છે કે ત્યારે પણ મારા પ્રેમમાં પરિવર્તન નહિ થયું હોય."

મણિ વિસ્મયપૂર્ણ નજરે વિનોદના ચહેરા સામે જોઇને બોલી: "આપનો પ્રેમ નવી જાતનો લાગે છે!"

"એટલે?"

"મેં સાંભળ્યું છે, કે પ્રેમી પોતાના પ્રેમપાત્રને સુખી કરવાનો પ્રયત્ન ન ચૂકે."

વિનોદે કહ્યું: "એ સાચું છે."

"પરંતુ આપ તો ઉમા જીવતી હતી ત્યા........" કહેતાં કહેતાં મણિએ જોયું તો વિનોદના ચહેરા પર એકાએક વિષાદની ગાઢ છાયા ફરી વળી છે. પરંતુ મણિ અટકી નહિ; પહેલાં કરતાં જરા કઠિન સાદે એ બોલવા લાગી: "ત્યારે ફરી વાર લગ્ન કરવા તૈયાર થયા હતા!"

"હા..."

"આપે જો ફરીવાર લગ્ન કર્યાં હોત તો ઉમા દુઃખી ન થાત?"

ધીર ગંભીર સાદે વિનોદ બોલ્યો: 'તું જો ઉમાને ઓળખતી હોત તો આ પ્રમાણે ન કહેત."

મણિએ વ્યંગભર્યું હાસ્ય વેર્યું. વિનોદે ઓશીકા નીચેથી ચાવી બહાર કાઢીને મણિ તરફ ફેંકતાં કહ્યું: "ટેબલનું ખાનું ખોલ."

મણિએ ખાનું ખોલ્યું. વિનોદે કહ્યું: "બાંધેલી ફાઇલ લઇ લે."

મણિએ ફાઇલ લઇને વિનોદ આગળ મૂકી. વિનોદ બેઠો થયો; અને ફાઈલમાંથી એક કાગળ બહાર કાઢી મણિના હાથમાં મૂકતાં કહ્યું: "વાંચ."

વિનોદ પાછો સૂઇ ગયો. મણિ મનમાં ને મનમાં પત્ર વાંચવા લાગી. વિનોદે કહ્યું: "જરા મોટેથી વાંચ......"

જરા અચકાઇને મણિ વાંચવા લાગી:

"સ્વામીના ચરણમાં,

સ્ત્રીજાતિનું મન ભારે વિચિત્ર છે. જે વસ્તુ માટે મન ના પાડતું હોય, તે વસ્તુ કરવા હૈયું અધીર બને. મનને ઘણું સમજાવ્યું, મન માન્યું નહિ. છેવટે હૈયાની અધીરતાએ જ તમારા પર પત્ર લખવાની પ્રેરણા પ્રગટાવી. રોષ ન કરશો, આપ તો પુરુષ છો, અને હું અલ્પમતિ નારી છું,

"તમે બુદ્ધિમાન પુરુષ હોવા છતાં પણ આવું નબળું વર્તન શા માટે દાખવો છો? મારો એવો કયો અપરાધ છે કે, મને આવી આકરી સજા કરી રહ્યા છો? મારો ત્યાગ કરીને પણ એ સજા શું પૂરી નથી થઈ? વધારે દુઃખ......વધારે વેદના દેવાનો શું આપે સંકલ્પ કર્યો છે? મેં માન્યું હતું, કે મારે તો અન્ય કોઈ સુખ નથી, તમે સુખી હો એવું સાંભળવામાં જ મારું સુખ રહેલું છે. એવા સુખથી પણ શું તમે મને વંચિત રાખવા ઇચ્છો છો?

"કહો, શું મારે ગંભીર સોગંદ ખાઈને કહેવું પડશે કે તમે લગ્ન કરશો તો હું ખરેખર સુખી થઈશ? મારે એવી કઈ ખાતરી આપવી કે તમે ફરી વાર પરણો એથી હું ખૂબ જ સુખી થવાની? મારા મૃત્યુ પછી શું લગ્ન કરશો? કહો તો હું મરવા પણ તૈયાર છું. આત્મહત્યા એ મહાપાપ છે, પણ તમારા સુખને ખાતર મને કોઈ પાપનો ભય નથી.

"મા પાસેથી ભાઈ ચાલ્યો ગયો છે, બાપુજી તો પાગલ જેવા બની ગયા છે; થોડા જ સમયમાં ગામ છોડશે. ક્યાં જવાનું થશે, તે નક્કી નથી. તમે માનજો, કે હું મરી ગઈ છું; મારું નામ પણ ભૂલી જજો. તમારી સાથે ફરી વાર મળવાની કોઈ આશા નથી. સ્મૃતિઓ સંભારતાં આજ પણ આંખમાં આંસુ આવે છે. ક્યારે આ માનસિક નિર્બળતા જશે? જશે કે નહિ, એ હું નથી જાણતી. જો કોઈ દિવસે આ નિર્બળતા જશે, તો હું જરૂર આપને મળવાનો પ્રયત્ન કરીશ: એ પહેલાં નહિ.

"માને મારા નમસ્કાર કહેજો. આપને પણ મારા છેલ્લા પ્રણામ.

—દાસી ઉમા"

પત્ર વાંચતાં વાંચતાં મણિ પોતાના અશ્રુપ્રવાહને રોકી શકી નહિ. પત્ર વાંચ્યા પછી આંખો લૂછતાં ગળગળા કંઠે તેણે કહ્યું : "આપની સ્ત્રી દેવી છે."

વિનોદ કશો ઉત્તર ન આપી શક્યો; ઉત્તર આપવા જેવી એનામાં શક્તિ જ નહોતી રહી. તે માત્ર ભીના નયને ઉમાના ફોટા તરફ જોઇ રહ્યો.

મણિએ કહ્યું: "પરંતુ આવી સ્ત્રીનો ત્યાગ કર્યા પછી, આટલા પ્રેમની અવગણના કરીને શું આપ ફરી વાર પરણવાનો વિચાર કરી શકો ?"

મક્કમ અવાજે વિનોદ બોલ્યો: "હા."

મણિ પૃચ્છાભરી નજરે વિનોદના વદન સામે જોઇ રહી. વિનોદે કહ્યું: "ઉમા કરતાંયે અને આ પ્રેમ કરતાંયે એક મોટી વસ્તુ છે, મણિ!"

"એ શું ?"

"મા." ગાઢ અવાજે વિનોદ બોલ્યો.

મણિએ જોયું: ભક્તિના મહિમા વડે વિનોદનું વદન પ્રકાશપૂર્ણ બની ગયું છે. મણિ શ્રદ્ધાભરી નજરે એક વાર વિનોદ સામે જોઇને ધીરે ધીરે ઓરડા બહાર ચાલી ગઈ.

મણિ સાથે લગ્ન કરવાની ઈચ્છા રમાનાથમાં નહોતી એમ નહોતું. પરંતુ રમાનાથ પોતાની ઈચ્છાને બળપૂર્વક દાબી રહ્યો હતો, બહારનું કોઈ ન જાણી શકે એવી એણે ચોકસાઈ રાખી હતી. કેવળ બહારનું શા માટે, મનની અંદર પણ કોઈ વખતે એ ઈચ્છા જાગતી ત્યારે રમાનાથ મનને ધમકાવીને એ ઈચ્છા દાબી દેતો. મન કેટલું પાગલ! કેટલું ચંચળ! રમાનાથને થતું, 'આ ચંચળ મનને તાણી ખેંચી તોડી ફોડીને બહાર ફગાવી દેવું. મણિને ખબર પડે તો કેવું દેખાય? મણિ સામે શું પોતે સ્વાર્થી તરીકે ઊભો રહે?' રમાનાથનું મન કોઈ કોઈ વખતે ઢળી પડતું, પણ એનો સંકલ્પ ઢળી પડતો નહિ. મનનું વલણ કે મોટીબાનો આગ્રહ પણ એ ઈચ્છાને બહાર ખેંચી શકતો નહિ, એ તો વારંવાર કહી દેતો કે મણિ સાથે લગ્ન કરવાની મારી જરાય ઈચ્છા નથી.

પરંતુ વખતોવખત બનતા બનાવોના આઘાત – પ્રત્યાઘાતથી અકળાઈને રમાનાથે જે દિવસે પોતાના મનની વાત કહી નાખી, તે દિવસે રમાનાથની ધીરજનો બંધ એકદમ તૂટી ગયો. પછી તો રમાનાથના વર્તનમાં એવું કંઈક જણાવા લાગ્યું કે પોતે ઘણા કાળથી મણિ સાથે લગ્ન કરવાની ઈચ્છા સેવી રહ્યો છે, મણિને મેળવવાની

આશાએ યુગ યુગાંતરથી પોતે જાણે કઠોર સાધના કરી રહ્યો છે. મોટીબા એનું આ પરિવર્તન જોઈ ને આશ્ચર્ય પામ્યાં, મણિના વિસ્મયની પણ સીમા ન રહી. આડોશી પાડોશીએ જ્યારે સાંભળ્યું, ત્યારે સૌ કહેવા લાગ્યાં કે જો ઘરમાં જ વર છે, ત્યારે કન્યાને આવડી મોટી કરવાની શી જરૂર હતી?"

કઈ જરૂર હતી, એ રમાનાથ સિવાય બીજું કોઈ જાણતું નહિ; એટલે લોકોના આ પ્રશ્નનો ઉત્તર મળી શકયો નહિ.

મહેશ ચક્રવર્તીએ રાયમહાશયને સંબોધન કરતાં કહ્યું: "સમજ્યાને રાય મહાશય, આટલા માટે જ મારો ગણેશ રમાનાથને પસંદ નહોતો આવ્યો. મારા ગણેશ કરતાં એ સુપાત્ર છે ને! ગમે તેમ તોય ગણેશ ભણેલો છે, અને રમાનાથ છે સાવ અભણ ને મૂર્ખ! અરેરે, વ્રજ બાબુની આબરૂ છેવટે એક ગમારના પનારે પડી!!"

રમાનાથે આ તરફ લગ્નનો દિવસ પણ નક્કી કરી નાખ્યો. શ્રાવણ વદી ત્રીજનો દિવસ નક્કી થયો. લગ્ન આડા પાંચ જ દિવસ રહ્યા હતા; એ પાંચ દિવસોમાં સઘળી તૈયારી કરી શકાશે? રમાનાથે મોટીબા સાથે મળીને લગ્ન માટે ખરીદવાની વસ્તુઓની યાદી તૈયાર કરી. કલકત્તાની સેવિંગ બેંકમાં પૈસા જમા હતા. મોટીબાને સામાન્ય તૈયારી કરવાનું કહીને રમાનાથ વસ્તુઓ ખરીદવા કલકત્તા ગયો.

રમાનાથે કલકત્તામાં આવીને પ્રથમ પોતાના મિત્રો-સંબંધીઓને લગ્નમાં આવવાનું નિમંત્રણ આપ્યું. વિપ્રદાસને ત્યાં નિમંત્રણ આપવા ગયો ત્યારે ત્યાં વિપ્રદાસ નહોતા મળી શક્યા; ઉમા એકલી હતી. સંધ્યા પછી રમાનાથ ફરીવાર વિપ્રદાસને ત્યાં આવ્યો, પણ વિપ્રદાસ ઑફિસેથી આવ્યા નહોતા. ઉમાએ રમાનાથને આગ્રહપૂર્વક બેસાડયો; રમાનાથ હજી સુધી જમ્યો નહોતો, ઉમાએ થાળી પીરસી. રમાનાથ જમીને ઊઠયો; તેટલામાં વિપ્રદાસ આવ્યા. રમાનાથને જોતાં જ બોલ્યા:

"તમે અહીં ક્યાંથી? આમ આટલી બધી રજા ભોગવો છો તે સાહેબ ખૂબ ચિડાયો છે."

રમાનાથે અવજ્ઞાભર્યા અવાજે કહ્યું: "સાહેબ જાય ચુલામાં. સાહેબ ચિડાય તેથી મારે પરણવું પણ નહિ? આવતી કાલે આવીને સાત દિવસની વધુ રજા માગવી પડશે."

"તો તો પછી નોકરીથી હાથ ધોવા પડશે."

"હાથ ધોવા પડે કે ન ધોવા પડે, પણ રજા લીધા વગર નહિ ચાલે."

વિપ્રદાસે કહ્યું: "મને લાગે છે કે હવે વધુ રજા નહિ આપે."

"આપે કે ન આપે, લગ્ન થોડાં અટકાવી શકાય એમ છે?"

વિપ્રદાસે હસીને કહ્યું: "તમને વળી આટલી બધી લગ્ન-ઘેલછા ક્યારથી વળગી?"

રમાનાથે કહ્યું: "ભાઈ, હું તો હંમેશનો પાગલ છું, મોટીમા વાતવાતમાં મને પાગલ કહે છે, પણ હવે આ પાગલપણું થોડા દિવસનું છે."

વિપ્રદાસે કહ્યું: "ઘરમાં ને ઘરમાં લગ્ન કરવાનાં હતાં તો પછી આટલી બધી ઢીલ શા માટે કરી?"

રમાનાથે જરા ચિડાઇને કહ્યું: "શું હું લગ્ન માટે રાહ જોઈને બેઠો હતો? કોઈ મૂરતિયો જ્યારે ન જ મળ્યો, ત્યારે બીજું શું કરું? અને મારે પણ ગમે ત્યારે પરણવાનું તો હતું જ ને?"

ત્યાર પછી રમાનાથે મણિ માટે આજ સુધી કરેલા પ્રયત્નની વાત, પોતાની સંપત્તિ અને મુકદ્દમાની વાત, બીજવર સાથેના સંબંધની વાત, વિનોદની માતાએ કરેલી માગણીની વાત વગેરે દરેક વાત તેણે ક્રમવાર કહી સંભળાવી. સાંભળ્યા પછી વિપ્રદાસે પ્રશ્ન

કર્યો: "પહેલાં તો તમે મણિનાં લગ્ન વિનોદ સાથે કરવાના હતા; વળી એમાં શો વાંધો ઊભો થયો?"

"વાંધો કંઈ નહિ, પણ મને એ લોકોનો વ્યવહાર સારો ન લાગ્યો. પહેલી વારની પત્નીને કાઢી મૂકી, વળી મોટા માણસો રહ્યા એટલે ગર્વનો પાર નહિ..." કહેતાં કહેતાં રમાનાથે વિપ્રદાસના હાથમાથી હુક્કો લીધો.

ઉમા ઓરડાના બારણા પાસે બેઠી બેઠી એકધ્યાને આ બધી વાતો સાંભળી રહી હતી. રમાનાથે હુક્કાના બે ચાર દમ લઈ, હુક્કો વિપ્રદાસના હાથમાં પાછો આપતાં કહ્યું: "અને હમણાં તો વિનોદની તબિયત પણ ખૂબ જ લથડી ગઈ છે."

"શું થયું છે?" વિપ્રદાસે પૂછ્યું.

"મને રોગની ખબર નથી, પણ બે દાક્તરો રાતદિવસ એની પાસે રહે છે. સાંભળ્યું છે કે..."

વિપ્રદાસે ઉત્કંઠાપૂર્ણ નજરે રમાનાથના ચહેરા સામે જોયું. રમાનાથ બોલ્યો: "સાંભળ્યું છે કે રોગ ઘણો ગંભીર છે, બચે કે ન બચે..."

ઓરડા બહાર કોઈના પડવાનો અવાજ આવ્યો. રમાનાથ બોલ્યો: "શું પડ્યું?"

વિપ્રદાસે કશો ઉત્તર ન આપ્યો, એણે ગંભીર ભાવે હુક્કો પીવો ચાલુ રાખ્યો.

થોડી વાર પછી રમાનાથ વિદાય થયો ત્યારે ઉમા આવીને પિતા પાસે બેઠી. વિપ્રદાસ આંખો મીંચીને આડે પડખે પડ્યા હતા. તેમણે પુત્રી સામે જોઈને કહ્યું: "તેં જમી લીધું?"

ઉમાએ નીચી નજરે અને ધીમા સાદે કહ્યું: "ભૂખ નથી."

વિપ્રદાસે આંખો બંધ કરી. ઉમા પિતાના પગ પર હાથ ફેરવવા લાગી. થોડી વાર પછી તેણે મૃદુ કંપિત કંઠે કહ્યું: "બાપુ!"

પ્રેમભર્યા સાદે વિપ્રદાસે કહ્યું: "શું છે બેટા?"

ઉમા કશું બોલી શકી નહિ, પણ વિપ્રદાસ સમજી શક્યો કે ઉમાના હૈયામાં કોઇ પ્રચંડ વેદના જાગી છે. તેમણે ધીરે સાદે કહ્યું: "શરીર નરમ થયું છે તે સારું થઈ જશે; એમાં ગભરાય છે શામાટે?"

ઉમા કંઈજ બોલી નહિ.

વિપ્રદાસે ઘડીભર પુત્રી સામે જોઈને પ્રશ્ન કર્યો: "જવું છે?"

ઉમા ચૂપચાપ પિતાના પગ દાબતી રહી.

વિપ્રદાસે કહ્યું: "પરંતુ આમ એકાએક જઈને ઊભું રહેવું એ શું સારું ગણાશે?"

આંસુથી દબાયેલા અવાજે ઉમા બોલી: "અત્યારે સારાનરસાનો વિચાર કરી શકાય એટલો સમય ક્યાં રહ્યો છે?"

ગંભીર નિ:શ્વાસ નાખતાં વિપ્રદાસે કહ્યું: "આટલા વખતને અંતે તારે જવાનો યોગ આવ્યો છે, ઉમા!"

ઉમા સાડીના છેડા વતી આંખો લૂછવા લાગી. પિતાએ સ્નિગ્ધ સાંત્વનભર્યા સ્વરે કહ્યું: "રડીશ નહિ મા, આવતી કાલે રજા લઈને પરમ દિવસે હું તને મૂકવા આવીશ."

"રજા લીધા વગર નહિ જઈ શકાય?" ઉમાએ પ્રશ્ન કર્યો.

"રજા ન લઉં તો નોકરી રહી શકે? વળી આવતી કાલે પગારનો દિવસ છે. જતી વખતે થોડા પૈસા પણ જોઇશે ને?"

ઉમા ધીરે ધીરે ઊઠીને સૂઈ રહેવા ગઈ.

બીજે દિવસે વિરાજે આ બધું સાંભળ્યા પછી કહ્યું: "વારુ, વરમાળ લઈને જ જાય છે ને?"

આંસુભર્યાં નયનો પર હાસ્ય લાવીને ઉમા બોલી: "બહેન, મને

એવા આશીર્વાદ આપો કે હું એમને પરણાવીને પાછી અંહીં ચાલી આવું. ”

તીરછી નજરે જોતી વિરાજ બોલી: “ મોત તારૂં! પાછી શા માટે આવે ? ભગવાન કરે ને જન્મોજન્મ તું એ ઘરમાં જ રહે. ”

“ મારે એટલું બધું સુખ નથી જોઈતું, બહેન ! ”

વિરાજે કહ્યું: “ જોઈએ છીએ કે નહિ, એ તો પછી સમજાશે. પણ આ અભાગિની બહેનપણીને ભૂલી ન જતી.”

વિરાજના નયનપલ્લવ પર બે આંસુ શરદની જ્યોત્સના સમાં ઝબકી ઊઠયાં; ઉમાનાં નયનો તો આંસુથી તરબોળ જ હતાં.

વિનોદને જોઇને ત્રિપુરાસુંદરી મણિ સાથે ઘેર આવ્યાં ત્યારે એક અપરિચિત પુરુષ બહારની બેઠકમાં બેઠો હતો. ત્રિપુરાસુંદરીએ કપાળ સુધી આધું ઓઢ્યું. મણિ એ અપરિચિત પુરુષને વિસ્મય-ભરી નજરે જોઈ રહી. આ લોકોને જોઈને એ અજાણ્યા માણસે એકદમ ઊભા થઈ ત્રિપુરાસુંદરી સામે જોઇને કહ્યું: "મને નથી ઓળખી શકતાં મા? હું દિનેશ!"

દિનેશની નજીક આવી ત્રિપુરાસુંદરીએ ઓવારણાં લઈને મનથી આશીર્વાદ આપ્યા. જમાઈને જોઈને ભુલાઈ ગયેલી પુત્રીની યાદ તાજી થઈ; મનના આવેગને દબાવીને મોટીબાએ પૂછ્યું: "સૌ સારાં છે ને?"

દિનેશે કહ્યું: "હા, આપના આશીર્વાદથી સૌ સારાં છે. પણ બાળબચ્ચાં સાજાં માંદાં રહ્યાં કરે છે. કેટલાય વખતથી આવું આવું કરૂં છું, પણ નીકળી શકાતું નહોતું. એક પછી એક ઉપાધિ લાગી જ હોય છે."

એટલું કહીને દિનેશે મણિ સામે જિજ્ઞાસાભરી નજરે જોયું. મોટીબાએ કહ્યું: "મણિ! નમસ્કાર કર; આ તારા બાપુ છે."

મણિ વિસ્મયભરી નજરે એક વાર પિતા સામે અને બીજી વાર મોટીબા સામે જોતી જોતી દિનેશના પગ પાસે નમસ્કાર કરવા ગઈ.

દિનેશે પુત્રીના માથા પર હાથ મૂકીને સ્નેહભર્યા અવાજે કહ્યું: “આવ બેટા, આવ; ભગવાન તને રાજરાણી કરે.”

ત્રિપુરાસુંદરી જમાઈને લઈ ઘરમાં ગયાં. મણિએ આસન પાથરી પગ ધોવાનું પાણી મૂક્યું. દિનેશ પગ ધોઈને આસન પર બેઠો, અને મણિને કુશળપ્રશ્ન પૂછી, આટલા વખત સુધી પોતે પુત્રીને જોવા કેમ ન આવી શક્યો એનાં સાચાંખોટાં કારણો રજૂ કરી પોતાના પિતૃસ્નેહનો પરિચય આપ્યો. મણિ હોંકારા સિવાય કશું બોલી શકી નહિ. જેને જીવનમાં કદી જોયેલ નથી, પિતા હોવા છતાં પણ જે પરાયાની માફક રહેલ છે, તેની સાથે વાતો કરવામાં મણિનું મન પાછું પડતું હતું. પિતા સમક્ષ પાનની પેટી મૂકીને તે રસોડામાં મોટીબા પાસે ગઈ.

મોટીબા એ વખતે જમાઇને જમાડવા માટે રસોઈની તૈયારી કરતાં હતાં. મણિને આવેલી જોઈને મોટીબા બોલ્યાં: “કેમ ચાલી આવી? તારા બાપુ પાસે ઘડીવાર બેસ તો ખરી.”

મણિએ કહ્યું: “મને શરમ આવે છે.”

મોટીબાએ હસીને કહ્યું: “વાહ, બાપની પાસે બેસવામાં વળી શરમ?”

મણિએ આ પ્રશ્નનો ઉત્તર ન આપતાં સામો પ્રશ્ન કર્યો: “કેમ આવ્યા છે?”

“લે કર વાત; બાપ પોતાની દિકરીને મળવા ન આવે?”

“તો પછી આટલા વખત સુધી ન આવત?”

“આટલા દિવસ સુધી ન આવ્યા એથી શું આજ ન આવી શકે? સંસારી માણસ છે. કામકાજના બોજા તળે દબાયેલા હોય એટલે ક્યાંથી આવી શકે?”

મણિ કશું બોલી નહિ; એ તો શાક સમારવા બેસી ગઈ.

ખરેખર, દિનેશચંદ્ર આટલા દિવસો સુધી કામકાજની જંજાળમાં જ સપડાયેલો હતો, અને આજ બધી જંજાળ મટી ગઈ છે એવું પણ નથી. અગાઉ કહેવાઈ ગયું છે કે તેણે પોતાની પ્રથમ

સ્ત્રીનો ત્યાગ કરીને ફરીવાર લગ્ન કર્યાં હતાં. એ લગ્ન પહેલાં જ મણિની બા સ્વામીના ઘરનો ત્યાગ કરીને પિયર ચાલી આવી હતી. ત્યાર પછી થોડા જ વખતમાં તેનું મૃત્યુ થયું હતું. દિનેશે પણ પ્રથમ પત્ની સાથેનો સઘળો સંબંધ તોડીને નવો સંસાર માંડ્યો હતો. પ્રથમ પત્નીને એક કન્યા છે, એ વાત દિનેશના મનમાં રહી જ નહોતી. કોઈ કોઈ વખતે એ સ્મૃતિ તાજી થતી, પણ પુત્રીને મળવા જવાની ઇચ્છા નહોતી થતી. બીજી પત્નીનાં બાળકોની માયા એને ઘેરી રહી હતી.

આ રીતે દિવસો વીતતા હતા ત્યારે એક દિવસ મહેશ ચક્રવર્તીએ જઇને દિનેશના પિતૃસ્નેહનાં દ્વાર ખખડાવ્યાં. દિનેશે જ્યારે જાણ્યું કે પોતાની કન્યા અનાથ બની જઇને પિતૃકુળને નરક તરફ ઘસડી રહી છે અને એક કુલમર્યાદા વગરનો માનવી એનો વર થવા તૈયાર થયો છે, ત્યારે એના હૈયામાં દબાયેલો પિતૃસ્નેહ એકાએક ઉછળી પડ્યો. કન્યાના ભાવિ કલ્યાણની આશા સાથે અને પોતાના કુળની મર્યાદા જાળવવા માટે તે બધાં કામ છોડીને મળવા માટે આવ્યો.

મહેશ ચક્રવર્તીની આવી પરોપકારવૃત્તિ પાછળ પણ એક કારણ હતું. તેણે જ્યારે જોયું કે પોતાના પુત્રને પાંચ માણસો સમક્ષ હલકો પાડી રમાનાથ પોતે મણિ સાથે લગ્ન કરવા તૈયાર થયો છે, ત્યારે અચાનક એના હૈયામાં પરોપકારવૃત્તિનો વેગ જાગી આવ્યો.

મણિના અને મણિના બાપના બંને ભવનું કલ્યાણ થાય એ શુભ આશય સહિત ચક્રવર્તી મહાશય દિનેશ ગાંગુલી પાસે જઈ પહોંચ્યા હતા.

ચક્રવર્તી મહાશયે દિનેશને સમજાવ્યું કે, મણિ એની મોટી-માને ત્યાં મોટી થઇ હોવા છતાં પણ બાપ તરીકેનો તારો અધિકાર કાયમ રહે છે. મણિ કુપાત્રના હાથમાં જઈને પિતૃકુળ લજાવે તે પહેલાં એનો પ્રતીકાર કરી મણિને કોઇ સુપાત્રના હાથમાં સોંપવી જોઈએ.

ચક્રવર્તી મહાશયનો પ્રયત્ન નિષ્ફળ ન ગયો. દિનેશ મક્કમ નિશ્ચય સહિત પોતાની પુત્રીને કોઈ સુપાત્રના હાથમાં મૂકવાના ઇરાદે વિલાસપુરમાં આવ્યો.

સંસારમાં ચક્રવર્તી મહાશય જેવા પરોપકારી માણસનો તોટો નથી. જે લોકો પોતાના સ્વાર્થને છુપાવીને પરાયા કલ્યાણનાં સૂત્રો ઉચ્ચારી શકે છે તે લોકો ધર્મની મર્યાદા કરતાં પણ કોઇ કોઇ વાર મોટા થઈ પડે છે!

જમતાં જમતાં દિનેશે સાસુને કહ્યું: માજી, મણિ તો ખૂબ મોટી થઇ ગઇ છે."

ત્રિપુરાસુંદરીએ ધીરા સાદે કહ્યું: "આજકાલ કરતાં પંદર વરસ થયાં. સ્ત્રીની જાત રહી, ઊકરડીને વધતાં શી વાર?"

"પંદર વરસ! વરસને જતાં કંઇ વાર લાગે છે? હજી તો આઇ કાલની વાત છે......"

મોટીબાએ જમાઇ ન જાણે એવી રીતે આંસુ લૂછ્યાં. દિનેશે પૂછ્યું: "મણિને ક્યાંક વરાવવી જોઇએ?"

"એ તો સૌ સમજે છે; પણ પૈસાના વાંકે અને સારા મૂરતિયાની અછતે આજસુધી બેસી રહેવું પડ્યું છે."

દિનેશે ગર્વભર્યા સાદે કહ્યું: "મૂરતિયાની અછત? અરે, દિનેશ ગાંગુલીની પુત્રી માટે તો મોટા ઘરનાં કહેણ આવશે."

ત્રિપુરાસુંદરી મૌન રહ્યાં.

દિનેશે કહ્યું: "જવા દો, આવતી કાલે જ હું સારો મૂરતિયો શોધવાની વ્યવસ્થા કરી નાખીશ; તમે કશી ચિંતા કરશો નહિ. એક અઠવાડિયામાં હું મણિનાં લગ્ન ન કરું તો મારું નામ દિનેશ ગાંગુલી નહિ."

ત્રિપુરાસુંદરીએ, જરા અચકાઈને કહ્યું: "હવે વ્યવસ્થા કરવાની કશી જરૂર નથી, ભાઈ! લગ્નનું નક્કી થઈ ગયું છે."

હર્ષભર્યા સાદે દિનેશે પૂછ્યું: "નક્કી થઈ ગયું છે?"

"હા, આવતા સોમવારે જ લગ્ન છે."

દિનેશે આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું: "કોની સાથે?"

"રમાનાથ વેરે"

"રમાનાથ?"

ત્રિપુરાસુંદરીએ રમાનાથનો સંપૂર્ણ પરિચય આપ્યો. દિનેશે કંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય સઘળું સાંભળ્યું. ત્યાર પછી તેણે માથું હલાવતાં કહ્યું: "ના ના......"

ત્રિપુરાસુંદરી શંકાભરી નજરે જમાઈ સામે જોઇ રહી. દિનેશે ધીમું હસતાં કહ્યું: "આવું તે કદી બનતું હશે! રમાનાથનું કુળ અમારા કરતાં ઘણું હલકું ગણાય! સારું થયું કે હું વખતસર આવી ચડ્યો, નહિ તો લગ્ન થઈ જાત. મારે પસ્તાવાનો પાર ન રહેત... ...પણ ધર્મ સૌની રક્ષા કરે છે."

મોટીબા જડવત્ બેસી રહ્યાં. દિનેશ મણિના લગ્ન માટે નિશ્ચિંત રહેવાનું કહીને ઊભો થયો. ત્રિપુરાસુંદરી અવશ બનીને બેસી રહ્યાં.

થોડી વાર પછી મણિએ આવીને કહ્યું: "મોટીબા!"

ત્રિપુરાસુંદરી ચમકીને મણિ સામે જોઈ રહ્યાં.

મોટીબા નિરુત્તર રહ્યાં. મણિએ કહ્યું: "મારી થાળી પીરસો ને?"

"તારે હાથે જ લઈ લે."

"ના, તમે આપો."

ત્રિપુરાસુંદરી ઊભાં થયાં અને કઠોર અવાજે બોલ્યાં: "મારાથી નહિ બને." કહીને તેઓ ઉતાવળે પગલે ઓરડામાં ચાલ્યાં ગયાં.

મણિ અવાક્ થઈને ઊભી રહી.

**લગ્નની** ખરીદી કરીને રમાનાથ જ્યારે ઘેર આવ્યો, ત્યારે સાંજ પડવા આવી હતી. શ્રાવણની સાંજ હતી, આકાશ વાદળભર્યું હતું, વરસાદ નહોતો, વીજળી નહોતી, વાયુ નહોતો, કેવળ થાકેલાં વાદળદળો ગંભીર ભાવે પૃથ્વીને ઢાંકતાં સ્થિર બન્યાં હતાં; જાણે વિષાદના વાતાવરણ વચ્ચે પૃથ્વીનું વદન છુપાઈ ગયું છે. બરાબર એ જ વખતે રમાનાથે ઓસરીની કોર પર મોટું પોટલું મૂક્યું; અને પોતાના કપાળ પર હાથ ફેરવતાં ફેરવતાં સ્વગત બોલ્યો: "કેટલું વજન!" આટલો બધો ભાર ઉપાડવો શું સારા માણસનું કામ છે? શું થાય? મજૂરે એક રૂપિયો માગ્યો; રૂપિયો કાંઈ દેવાય છે!"

ત્યાર પછી ચારે તરફ નજર કરીને સાદ કર્યો: "મોટીબા, ઓ મોટીબા, આરતી પહેલાં સૂઈ ગયાં કે?"

ત્રિપુરાસુંદરી ઓરડામાંથી બહાર આવીને વ્યગ્ર સાદે બોલ્યાં: "કોણ, રમુ આવ્યો?"

"આવ્યો તો છું, પણ ભાગ્યશાળી છું કે તમે હજી સુધી સૂઈ ગયાં નથી."

ઓસરી પર બેસીને રમાનાથ કોટનાં બટન ખોલવા લાગ્યો. મોટીબાએ કશું ન કહેતાં ઓરડામાંથી એક પાથરણું લાવીને પાથર્યું. રમાનાથ કોટ કાઢીને પોટલું છોડવા લાગ્યો. મોટીબાએ કહ્યું: "એ બધું અત્યારે રહેવા દે. પહેલાં હાથ-મોં ધોઈ લે."

"હમણાં ધોઉં છું" કહીને રમાનાથે પોટલું ખોલ્યું. પોટલામાં જરૂરની દરેક ચીજ હતી. લૂગડાંલત્તાંથી માંડીને દાળ-શાકના મસાલા સુધીની સઘળી વસ્તુઓ હતી. રમાનાથ બધી ચીજો એક પછી એક કાઢવા માંડ્યો. અને કઇ વસ્તુ કેટલાની ખરીદી છે એ હકીકત મોટીબાને કહેવા લાગ્યો. મોટીબા ગંભીરતાપૂર્વક ઊભાં રહીને સાંભળવા લાગ્યાં, અને વચ્ચે વચ્ચે 'સરસ છે' 'સુંદર છે' એમ કહેવા લાગ્યાં. પરંતુ રમાનાથ તો મોટીબાના ગંભીર ચહેરા સામે જોયા વગર જ બોલ્યે જતો હતો.

દરેક વસ્તુ જુદી જુદી ગોઠવીને એક કાગળનું ખોખું કાઢી રમાનાથ બોલ્યો: "કહો જોઉં મોટીબા, આમાં શું હશે?"

મોટીબાએ કહ્યું: "મને શી ખબર પડે? કાપડ હશે."

"હા, બનારસી સાડી છે." કહીને રમાનાથે ખોખું ખોલી એક રિંગણી રંગની સાડી બહાર કાઢી.

સાડીની સુંદરતા જોઇને મોટીબા મુગ્ધ નજરે જોઇ રહ્યાં. રમાનાથે મોટીબાના હાથમાં સાડી મૂકીને કહ્યું: "જરા પોત તો જુઓ, એકસરખો વણાટ છે, ઓળખીતા વેપારી પાસેથી પડતર ભાવે લીધી છે. આમ તો આના સાઠ રૂપિયા બેસે, પણ મને એ પિસ્તાળીસમાં મળી છે."

ત્રિપુરાસુંદરીએ સાડી જોઇને રમાનાથના હાથમાં પાછી મૂકી. રમાનાથે સાડી ખોખામાં વ્યવસ્થિત ગોઠવીને એક બીજા ખોખામાંથી સોનેરી પોલકાનો ખંડ કાઢ્યો. ત્રિપુરાસુંદરીએ હળવો નિ:શ્વાસ નાખીને

કહ્યું: “ભાઇ, આ બધું હમણાં રહેવા દે, હાથપગ ધોઈને જરા જમી લે.”

મોટીબાએ થોડાં પતાસાં અને પાણીનો લોટો લાવીને રમાનાથ આગળ મૂક્યો.

રમાનાથે કહ્યું: “પતાસાંથી પેટ નહિ ભરાય, બા! ભૂખથી પેટ પાતાળમાં પહોંચી ગયું છે.”

“તે ત્યાંથી જમ્યા વગર નીકળ્યો હતો?”

જરા હસીને રમાનાથ બોલ્યો: “સવારે ત્રણ પૈસાની કચોરી ખાધી હતી, બપોરે વિપ્રદાસ બાબુને ત્યાં જમવાનું હતું; પણ ખરીદ કરવામાં વાર લાગી તેટલામાં ગાડીનો વખત થઈ ગયો. એટલે આજ જમ્યા વગર જ આવવું પડ્યું.”

ત્રિપુરાસુંદરીએ કહ્યું: “સવારના ભાત પડ્યા છે તે આપું કે નવા ઓરૂં?”

“નવા પછી ઓરજો, અત્યારે તો જે હોય તે આપો. હવે ભૂખ સહેવાય તેમ નથી. મણિ ક્યાં ગઈ છે?”

“ઘરમાં જ છે”

હસીને રમાનાથ બોલ્યો: “મેં જાણ્યું કે સાસરે ગઈ છે.”

સામેના ઓરડા તરફ જોઈને રમાનાથ બોલ્યો: “મણિ, એક વાર બહાર આવી શકીશ કે નહિ? મને જરા તમાકુ બમાકુ મળશે કે નહિ?”

મણિ ઓરડામાંથી ધીમે રહીને બહાર નીકળી અને હુક્કાની ચલમમાં તમાકુ ભરવા ગઇ. રમાનાથે કહ્યું: “એ તમાકુ નહિ, આ તમાકુ ભર.” કહીને રમાનાથે પોતાની પાસેથી તમાકુ કાઢીને મણિના હાથમાં મૂકી. મણિએ માથું નીચું રાખી ગંભીરતાથી હાથ લંબાવી તમાકુ લીધી. રમાનાથ બોલ્યો: “બાપ રે, એટલી વારમાં શરમ આવી

પડી? મને લાગે છે કે હવે પછી તારો ચહેરો જોવો પણ વસમો થઈ પડશે!"

રમાનાથ હસી પડ્યો, પણ મોટીબા કે મણિ કોઈ હસી શક્યું નહિ; બલ્કે મોટીબાનો ચહેરો વધુ ગંભીર અને વિષાદી બન્યો. વિસ્મય પામતાં રમાનાથે કહ્યું: "તમને આ શું થયું છે, મોટીબા? કોઈના મોઢામાં વાત નથી, જરા સરખું હાસ્ય પણ નથી; છે શું?"

મોઢું ફેરવીને ત્રિપુરાસુંદરી બોલ્યાં: "હોય શું? ચાલ, તારા માટે ભાત કાઢું." કહીને તેઓ ઉતાવળે પગલે રસોડામાં ગયાં; મણિ તમાકુ ભરવા લાગી. રમાનાથે હાથપગ ધોઈને થોડું પાણી પીધું. ત્યાર પછી મણિ સામે જોઈને કહ્યું: "કપડાં જોયાં મણિ? ખૂબ રખડીને પસંદ કર્યાં છે. બનારસી સાડીનો રિંગણી રંગ સારો કહેવાય કે નહિ?"

મણિએ કશો ઉત્તર ન આપ્યો, એણે રમાનાથ સામે જોયું પણ નહિ. રમાનાથે જરા બેદરકારીભર્યા સાદે કહ્યું: "તને ગમે કે ન ગમે, હું તો લાવ્યો છું. તને પસંદ નહિ પડે તો પૈસા પાછા પાણીમાં ગયા. સ્ત્રીજાતની પસંદગી પણ અજબ હોય છે!"

મોટીબાએ બૂમ મારી: "રમુ ચાલ, થાળી તૈયાર કરી છે."

"જરા હુક્કો પી લઉં તો?"

"જમીને નિરાંતે પીજે ને."

"સારું, ભૂખ પણ ઘણી લાગી છે."—કહીને રમાનાથ ઊઠ્યો અને રસોડા પાસે ગયો. પોતાની થાળી સામે જોતાં જ એ બોલી ઊઠ્યો: "વાહ, આ બધું શું કર્યું છે? હું આજ આવવાનો હતો એ તમે જાણતાં હતાં?"

"ના."

"તો પછી આટલાં બધાં શાક ને આ શું? હું ઘેર ન હોઉં

ત્યારે તમે બધાં આ રીતે જ......"

ચિડાઈને મોટીબા બોલ્યાં: "એ બધું પછી કહેજે...ઊભા રહેવું છે કે જમવા બેસવું છે?"

હસતાં હસતાં રમાનાથ બોલ્યો: "બેસું શું મોટીબા, હું તો આ બધું જોઈને દંગ થઈ ગયો છું! આ તો જાણે વરને જમાડવાની તૈયારી કરી લાગે છે; પણ એ દિવસ પછી તો તૈયારી કરવાની જ હતી."

હસતો હસતો રમાનાથ રસોડામાં પાથરેલા આસનિયા પર બેઠો.

દિનેશ બાબુએ ઓસરી પર પગ મૂકતાં કહ્યું: "માજી ક્યાં છે?"

રમાનાથ વિસ્મયભરી નજરે એના સામે જોઈ રહ્યો. દિનેશે એક વાર રમાનાથ સામે જોઈ ને મોઢું ફેરવી લીધું અને જરા ઉતાવળા સાદે કહ્યું: "બધું નક્કી કરી આવ્યો છું, મા! ચક્રવર્તી મહાશય ભલા સજ્જન માણસ છે, પૈસાની ભૂખ પણ નથી. માત્ર ખરચ પૂરતા બસો રૂપિયા દેવા પડશે. અને મણિ માટે સોનાની બંગડીઓ, કંઠી, એરિંગ કરાવવાં પડશે. છોકરો પણ દેખે પાખે સારો છે, ભણેલો ગણેલો છે. બધી રીતે મણિ માટે સારું ઠેકાણું છે."

આ સાંભળતાં જ રમાનાથ ચક્કર ખાઈને પડી જાત, પણ હાથના ટેક પડતો રહી ગયો. દિનેશ બોલવા માંડ્યો: "આવતા સોમવારે જ લગ્ન થશે, લગ્ન થશે. આવતી કાલે આશીર્વાદ, અને પરમદિવસે પીઠી ચોળવાનું મુહૂર્ત. હું એક વાર બહાર જઈ આવું. મણિ, એકાદ પાન તો આપ."

મણિ હાથ ધોઈને પાન લઈ આવી. હાથમાં પાન લઈને દિનેશ એક વાર રમાનાથ સામે તીરછી નજરે જોતો ચાલ્યો ગયો. રમાનાથ એમ ને એમ બેસી રહ્યો.

મોટીબાએ ધીમા સાદે કહ્યું: "મણિના બાપ છે."

રમાનાથ નીરવ, નિશ્ચલ જાણે પ્રાણહીન પૂતળા જેવો બેસી રહ્યો! ત્રિપુરાસુંદરીએ રમાનાથનો હાથ પકડીને આંસુથી દબાયેલા અવાજે કહ્યું: "રમુ, જમી લે, ખૂબ જ ભૂખ લાગી છે ને?"

મોટીબાની આંખમાંથી બે આંસુ ખરી પડ્યાં.

મોટીબાના હાથમાંથી પોતાનો હાથ છોડાવીને રમાનાથ ધીરે ધીરે ઊભો થઈ ને રસોડા બહાર નીકળી ગયો અને જે સ્થળે લગ્નની સામગ્રી પડી હતી ત્યાં આવીને ધબ્બ કરતો બેસી ગયો.

મણિએ હુક્કો મૂકતાં કહ્યું: "રમુભાઇ, આ હુક્કો!"

રમાનાથે ઉદાસ નજરે એક વાર મણિના ચહેરા સામે જોયું: ત્યાર પછી હુક્કો લઈ ને એક તરફ મૂકી દીધો. મણિ ધીમા સાદે બોલી: "રમુભાઈ!"

રમાનાથ નિરુત્તર રહ્યો.

મણિએ કહ્યું: "બસ રમુભાઈ, શું તમારો કોઇ હેતુ હતો?"

રમાનાથે એક વાર મણિ સામે જોઇને માથું નમાવ્યું. મણિ બોલી: "પણ ઘણું મોડું થઇ ગયું. તમારાં ભાગ્ય એટલાં મોળાં."

રમાનાથે કશો ઉત્તર ન આપ્યો; એ તો દિવાલને ટેકો દઈ, છાતી પર હાથ રાખી સ્થિરભાવે બેસી રહ્યો. વાદળભરી સંધ્યાના સ્તબ્ધ અંધકારમાં એની દૃષ્ટિ ચારે તરફ નિરાશાનું ભયાનક સ્વરૂપ જોવા લાગી.

બીજે દિવસે સવારે ઊઠીને રમાનાથે દિનેશચંદ્રને સંભળાવવા માટે ઊંચે સાદે કહ્યું : " એ નહિ બને મોટીબા ! આટલાં વર્ષો બાદ બાપ તરીકેનો હક્ક કરતા આવીને મણિનું જીવન માટીમાં મેળવી દેવાય એ મારાથી નહિ જોઈ શકાય. વિનોદ કરતાં ગણેશ સુપાત્ર નથી. વિનોદ જ મણિ માટે યોગ્ય પાત્ર છે. હું વિનોદ સાથે સંબંધ નક્કી કરવા જાઉં છું. "

રમાનાથ ઉતાવળે પગલે ઘર બહાર નીકળી ગયો.

દિનેશ ઊઠીને બહાર આવ્યો અને સાસુને સંબોધીને બોલ્યો : " એ પાગલ શું બકી ગયો ? "

વિષાદભર્યા ગંભીર અવાજે ત્રિપુરાસુંદરીએ કહ્યું: " એ પાગલ નથી, દિનેશ ! "

જરા હસીને દિનેશે કહ્યું: " ગમે તે હો, મારા કરતાં એનામાં વધારે મમતા દેખાય છે. "

મોટીબાએ તીરછી નજરે જમાઈ સામે જોઈને એક ઊંડો નિઃશ્વાસ નાખ્યો. દિનેશ ધીમે ધીમે બહાર ગયો.

મણિએ પાસે આવી કહ્યું : " કેમ મોટીબા, લમણે હાથ દઈને શું બેઠાં છો ? "

મોટીબાએ કશો ઉત્તર ન આપ્યો. મણિ સહાસ્ય વદને બોલી : "ગઈ કાલે રમુભાઈ લમણે હાથ દઈને બેઠા હતા, અને આજે તમે બેઠાં છો..."

મોટીબાએ અકળાઈને કહ્યું: "અંદર ચાલી જા મણિ, મને ઠઠ્ઠામશ્કરી પસંદ નથી."

જરા હસીને મણિ બોલી: "ત્યારે શું પસંદ છે? એકાદ ગીત? એકાદ નૃત્ય?"

મોટીબાએ ક્રોધભરી નજરે મણિ સામે જોયું. મણિ બોલી: "પણ બે દિવસ સુધી ધીરજ રાખો, મોટીબા! બે દિવસ પછી ખૂબ નાચગાન થશે."

"બે દિવસ, પછી મારું શ્રાદ્ધ થશે."

"માત્ર તમારું જ?"

"માત્ર મારું એકનું હોત તો સારું. સાથે રમુનું પણ..."

મોટીબા વધુ ન બોલી શક્યાં, આંસુના ભારથી એમનો કંઠ રૂંધાઈ ગયો. મણિએ કહ્યું: "તમે પણ અજબ છો, મોટીબા! મારાં લગ્ન છે, આનંદ-વિનોદની વાત તો બાજુ પર રહી; અને રમુભાઈનું શું થશે, એ વિચારમાં જ તમે તો રડવા બેઠાં!"

એક નિસાસો નાખીને મોટીબા બોલ્યાં: "ઘા ઉપર મીઠું ન ભભરાવ મણિ! રમુએ ગઈ કાલનું કશું ખાધું નથી; થાળી પરથી ઊઠીને એ ચાલ્યો ગયો છે."

મોટીબા સાચે જ રડી પડયાં. મણિ કઠોર સાદે બોલી: "આવું કોણે ધાર્યું હતું? કોણ જાણે કેવાં નસીબ લઈને જન્મેલ છે?"

આંખો લૂછી વેદનાભર્યા અવાજે મોટીબા બોલ્યાં: "સાચું છે, મણિ! કોણ જાણે કેવાં ભાગ્ય લઈને જન્મ્યો છે?"

બે આંસુ ધરતી પર ઢળી પડયાં. મણિએ હસતાં હસતાં કહ્યું :

"માણસના કપાળમાં આવાં ભાગ્ય પણ હોય છે ને ! ભાગ્ય મેળવવું હોય તો મારા જેવું."

મોટીબાએ વિસ્મયપૂર્ણ નેત્રે મણિના હસતા વદન સામે જોયું. આ શું, શું આ હાસ્યની રેખા છે કે અંતરમાં દબાઈ રહેલા આંસુના તરંગો?

મોટીબા બોલ્યાં: " મણિ ! "

" શું છે ? "

" તું હસે છે ?"

"ત્યારે શું રડું છું ?"

" હા, તું રડે છે. "

મણિ મોટીબાના પગ પાસે બેસી ગઈ અને મોટીબાના ખોળામાં માથું મૂકી બળપૂર્વક બોલી: "ના."

મોટીબા મણિના માથા પર હાથ ફેરવવા લાગ્યાં. મણિનાં આંસુથી માનો ખોળો ભીંજાઈ ગયો; મોટીબાનાં નયનો પણ આંસુથી છલકી રહ્યાં હતાં.

રમાનાથે ફળીઆમાં આવી બૂમ મારી : "મોટીબા, ઓ મોટીબા !"

મોટીબા ચમકીને રમાનાથ તરફ ફર્યાં, પણ તેણે એકદમ મોટીબાના ખોળામાંથી માથું લઈ લીધું, છતાં એનાં આંસુને ન રોકી શકાયાં.

રમાનાથનું એ તરફ લક્ષ્ય નહોતું, તે હર્ષભર્યા સાદે બોલ્યો: "ગઢ જીતાઈ ગયો બા, બધું નક્કી થઈ ગયું. માણસ હોય તો વિનોદની મા. હું જરા રડી પડ્યો કે તરત પાણી જેવાં થઈ ગયાં ! હવે ઊઠો મોટીબા, સોમવારે જ લગન છે. કાલ સવારે આશીર્વાદ, અગિયાર વાગે પીઠીનું મુહૂર્ત. બધું નક્કી કરી દીધું છે. હું તો કહું છું, કે રમાનાથ જે બોલે છે તે કરે છે."

મોટીબા એકીટશે રમાનાથના ચહેરા સામે જોઈ રહ્યાં. રમાનાથે કહ્યું: "લ્યો ઊઠો હવે, ઘરમાં કાંઈક હોય તો આપો, હવે મારાથી ભૂખ સહી શકાતી નથી. લ્યો, આમ સામું જોઈને કેમ બેઠાં છો ?"

મોટીબાએ આવેગભર્યા અવાજે કહ્યું: "તું શું રમાનાથ છે ?"

રમાનાથ ખડખડાટ હસી પડચો. હસતાં હસતાં બોલ્યો: "ના...હું માણસ છું, હાથી છું, ઘોડો છું. રાક્ષસ, ભૂત, પ્રેત, પશુ, જાનવર બધું છું; બસ, હવે મહેરબાની કરીને ઊઠો. મારાથી ભૂખ્યા પેટે જીવ બચાવી શકાતો નથી. પહેલાં પોતાનો પ્રાણ, પછી બીજું બધું."

આટલા દર્દ વચ્ચે પણ મોટીબા હસ્યા વગર રહી શક્યાં નહિ. તેઓ હસતાં હસતાં ઊભા થયાં. રમાનાથે મણિ સામે જોઈને કહ્યું: "મણિ, થોડોક તમાકુ આપ. કાલ સવારે કલકત્તામાં હુક્કો પીધો હતો. ત્યારપછી આખો દિવસ ને રાત તમાકુનો સ્પર્શ પણ કર્યો નથી."

મણિના ચહેરા પર ફિક્કું હાસ્ય તરી આવ્યું. આંખમાં આંસુ, હોઠ પર હાસ્ય ! જાણે વર્ષા અને તાપનો સુમેળ થયો ! અને એ સુમેળ રમાનાથ સામે મેઘધનુષ્યના સાતે રંગ બિછાવી ગયો.

## ૩૪

એકાએક સવારના રમાનાથે આવીને જ્યારે અન્નપૂર્ણા દેવીના પગ પકડ્યા અને આંસુ સાર્યાં ત્યારે અન્નપૂર્ણાદેવી રમાનાથને ક્ષમા આપ્યા વગર રહી શક્યાં નહિ. તેમણે રમાનાથનો હાથ પકડી બેઠો કરતાં કહ્યું: "હું ઘરમાં બે પાગલને સાચવતાં સાચવતાં અસ્થિર બની ગઈ છું, ત્યાં આ ત્રીજા પાગલે આવીને પગ પકડ્યા. ના ભાઈ, પગમાં પડવાની જરૂર નથી; હું તો મણિને મારી વહુ બનાવવા ખૂબ જ રાજી છું."

આનંદના આવેગથી રમાનાથ પોતાનાં આંસુને રોકી શક્યો નહિ. તે ગળગળા સાદે બોલ્યો: "ખરી રીતે તો અમે ખૂબ રાજી થયા છીએ. અમારા માથે કન્યાનો ભાર પડ્યો છે."

"જેવો કન્યાનો ભાર એવો જ પુત્રનો ભાર! કન્યા માટે જેમ સારો વર શોધવો પડે, તેમ પુત્રને માટે સારી વહુ પણ શોધવી પડે છે. માત્ર કોઈની દિકરી લઇ આવવામાં ડહાપણ નથી...સારા ઘરની અને સુલક્ષણા કન્યા મેળવવી એ જ ભાગ્યની વાત છે."

રમાનાથ પોતાના મનને ધિક્કાર આપવા લાગ્યો: અરેરે, આવી દેવીનું મેં અપમાન કર્યું હતું!

ત્યારપછી બધી વાત નક્કી થઈ. અન્નપૂર્ણાએ રામજયને બોલાવ્યો. રામજયે પંચાંગમાં નજર ફેરવી શુભ દિવસ જોયો, શુભ દિવસ નક્કી કરીને રમાનાથ ચાલ્યો ગયો. રામજય હસતાં હસતાં બોલ્યો : "મા, મેં નહોતું કહ્યું. કે દિકરો પગ પકડીને વિનોદને કન્યા દેવા આવશે ?"

અન્નપૂર્ણાએ હળવા હાસ્ય સહિત કહ્યું : "મને લાગે છે કે તારા બાપુ જ્યોતિષ જાણતા હશે."

"ના, મારા બાપ તો જ્યોતિષને માનતાજ નહોતા, આ તો હું મારી મા પાસેથી શીખ્યો છું."

અન્નપૂર્ણા દેવી સામે હસતી નજરે જોતો જોતો રામજય ચાલ્યો ગયો. અન્નપૂર્ણા ઊઠીને વિનોદ પાસે ગયાં.

વિનોદે બધી વાત સાંભળ્યા પછી માને કહ્યું : "આ વળી શું કર્યું, મા ?"

"પુત્ર માટે માએ જે કરવું જોઈએ તે જ કર્યું છે, ભાઈ !"

"પણ પુત્રને ખાતર વારંવાર આવાં અપમાન સહી લેવાં ?"

માએ સહાસ્ય વદને કહ્યું : "પુત્રના સુખને ખાતર મા પ્રાણ પણ આપી શકે છે."

"પરંતુ જે સ્થળે તમારું આટલું અપમાન થયું છે, તે સ્થળે શું હું સુખી થઈ શકીશ ?"

અન્નપૂર્ણાદેવી આછું હસ્યાં; તેમણે કહ્યું : "પાગલ ! મને વળી અપમાન શેનું ?"

"રમાનાથ પોતે જ તમારું અપમાન કરી ગયો હતો !"

"કોણે કહ્યું ?"

"જયા કાકાએ."

"એ પણ અડધો પાગલ છે. મારે તો પાગલો સાથે જ પનારો પડ્યો છે."

વિનોદે કહ્યું: "પણ વાત સાચી હતી કે નહિ?"

"હા."

"તો પછી?"

"આજ કોઈ તારો સર્વનાશ કરે અને આવતી કાલે તારા પગ પકડીને ક્ષમા માગે, તો શું તું એને ક્ષમા ન આપી શકે?"

વિનોદ કશો ઉત્તર આપી શક્યો નહિ. માએ કહ્યું: "એ બધી માન-અપમાનની વાત જવા દે. ખરી વાત એ છે કે, મણિ મારા ઘરને લાયક છે."

"પરંતુ દેશમાં શું બીજી કોઈ યોગ્ય કન્યા નથી?"

"કન્યાઓ તો ઘણી છે, પણ એ બધી કંઈ મારા પુત્રના મનમાં વસે એવી નથી."

લજ્જાથી વિનોદનો ચહેરો લાલ થઈ ગયો. મા મધુરું મધુરું હસવા લાગ્યાં.

નીચેથી રામજયે વ્યગ્ર અવાજે બૂમ મારી: "માજી, ઓ માજી!"

અન્નપૂર્ણા બેબાકળાં પાછળ ફર્યાં. જોયું તો દ્વાર પાસે એક રમણી લાજ કાઢીને ઊભી હતી.

રમણીએ ધીરેધીરે આગળ આવી અન્નપૂર્ણાદેવીના ચરણમાં નમસ્કાર કર્યા. અન્નપૂર્ણા દેવીએ બંને હાથે એને ઉઠાડી ઘુંઘટ ઊંચો કરીને જોયું; આશ્ચર્યભર્યા અવાજે તેઓ બોલી ઊઠ્યાં: "આ કોણ? ઉમા!"

વિનોદ બેઠો હતો તે પથારીમાં ઢળી પડ્યો. તેણે બંને હાથ વડે પોતાની આંખો ઢાંકી દીધી.

## ૩૫

સવારે વિનોદને આશીર્વાદ દેવા જવા માટે રમાનાથ જયારે ધોયેલાં કપડાં પહેરી રહ્યો હતો, ત્યારે દિનેશે ત્રિપુરાસુંદરીને સંબોધન કરતાં કહ્યું : "મા, આપે જ મણિને મોટી કરી છે, મારા કરતાં આપનો અધિકાર એના પર વધારે છે. હું પણ આપનો એ અધિકાર છીનવી લેવા નથી ઇચ્છતો. પરંતુ છોકરીના સુખદુઃખ સામે તો જોવું જ જોઇએ ને ?"

રમાનાથે હજી કોટ નહોતો પહેર્યો. હાથમાં કોટ રાખીને તે બોલ્યો : "મોટીબા, તમે દિનેશ બાબુને કહી દો કે, મણિના સુખ—દુઃખની ચિંતા એમના કરતાં અમે વધુ કરીએ છીએ. જો એમ ન હોત તો રમાનાથ ગઈ કાલે વિનોદની માના પગ પકડવા ન જાત."

દિનેશ બાબુનાં નેત્રો સંકોચાયાં, પરંતુ વળતી પળે પોતાનો મનોભાવ છુપાવી તેમણે આછા હાસ્ય સહિત કહ્યું : "રોષ ન કરો રમુભાઈ, મણિના સુખદુઃખની ચિંતા મારા કરતાં તમે વધારે કરો છો, એ હું જાણું છું. છતાં પણ શોકય ઉપર છોકરી દઈને છોકરીનું સુખ જોવાની કલ્પના કરવી એ મારાથી સમજી શકાતું નથી."

ઉશ્કેરાયેલા અવાજે રમાનાથ બોલ્યો : "આપ સઘળું સમજી શકત, જો આપ જાણતા હોત કે મણિને શોકયનો ભય નથી; વિનોદે એનો ત્યાગ કર્યો છે."

દિનેશે કહ્યું : "વિવાહિતા સ્ત્રીનો ત્યાગ કરવો એ સહેલી વાત નથી, રમુભાઈ ! ત્યાગ કર્યો છે એ સાચું, પણ એનો સ્વીકાર કરતાં કેટલી વાર ?"

"સ્વીકાર કરવો હોત તો ક્યારનોય કર્યો હોતઃ આજે તો એ સ્ત્રીનો પત્તો પણ નથી." રમાનાથે કહ્યું.

ધીમા સાદે મોટીબા બોલ્યાં : "પત્તો નથી એમ નહિ, એ બિચારી મરી ગઈ છે."

રમાનાથ વિસ્મયથી ધ્રૂજી ઊઠ્યો. વળતી પળે તેણે દિનેશ સામે જોઈને કટાક્ષભર્યા અવાજે કહ્યું : "હવે મને લાગે છે કે આપ સમજી શક્યા હશો કે વિનોદ જેવા ચારિત્ર્યવાન માણસના હાથમાં મણિ સુખી થશે, દુઃખી નહિ થાય." કહીને રમાનાથે કોટ પહેરી બટન બંધ કરવા માંડ્યાં.

દિનેશ બાબુએ માથું હલાવી હળવા હાસ્યપૂર્વક કહ્યું : "મણિ જરૂર સુખી થાત, જો આગલી વહુ ખરેખર મરી ગઈ હોત તો."

રમાનાથે વિસ્મયભરી નજરે દિનેશ બાબુ સામે જોયું. દિનેશે કહ્યું : "એ મરી ગઈ નથી, જીવતી છે."

આશ્ચર્યભર્યા અવાજે રમાનાથે પૂછ્યું : "જીવતી છે ? શું આપે એને નજરે જોઈ છે ?"

"ઇચ્છા હોય તો તમે પણ જોઈ શકો છો."

"ક્યાં ? યમના ઘેર જઈને ?" રમાનાથે વ્યંગ કર્યો.

દિનેશે કહ્યું : "એટલે દૂર નહિ જવું પડે, વિનોદ બાબુને ઘેર જશો એટલે જોઈ શકશો. ગઈ કાલે જ તે આવી છે."

રમાનાથે ઉશ્કેરાયેલા અવાજે કહ્યું : "આવી તો ભલે આવી, એ લોકો એનો સ્વીકાર કરશે જ નહિ."

"સ્વીકાર કરવામાં કોઈ દોષ નથી. ચક્રવર્તી મહાશયે કહ્યું છે..."

રોષથી ચીસ પાડી ઊઠી રમાનાથ વચ્ચે જ બોલી ઊઠ્યો :

"કોણ ? મહેશ ચક્રવર્તી ? એ સાલો પાજી જ આ બધા સર્વનાશનું મૂળ છે. એણે જ જાળ બિછાવી બિચારીને ગામ બહાર કઢાવી હતી."

મહેશ ચક્રવર્તીએ હસતાં હસતાં ઓરડામાં પ્રવેશ કરીને કહ્યું: "સમજ્યાને રમુભાઈ, મારો કોઈ વાંક નથી. ગામના પાંચ માણસોએ વાંધો ઊભો કર્યો, એટલે વિનોદે પોતાની પત્નીનો ત્યાગ કર્યો. અને હવે આટલા દિવસો પછી ઘરની લક્ષ્મી પાછી આવી છે, ત્યારે સમજ્યાને તમે, એનો ત્યાગ કરવો એ શું સારું દેખાય? લોકો શું કરે ? અને ધર્મ પણ કેવી રીતે સહી શકે ?"

રમાનાથ પથ્થરના પૂતળાની માફક ઊભો રહ્યો. ચક્રવર્તી મહાશય બોલવા લાગ્યા: "સમાચાર સાંભળીને હું કાલ સાંજે જ વરસતા વરસાદે એ લોકોને ત્યાં ગયો હતો. વિનોદને મળીને મેં કહી દીધું હતું કે પત્નીનો ત્યાગ કરવાની જરૂર નથી. સમજ્યાને, એક દિવસ ગામના બ્રાહ્મણોને મોદકનું મિષ્ટાન્ન ભોજન આપવામાં આવશે એટલે બધું પતી જશે...સમજ્યાને, આ વાત એ લોકોએ કબૂલ રાખી છે."

ત્રાડ પાડીને રમાનાથ બોલ્યો: "આ બધી ફરેબ છે, જુઠ્ઠાણું છે !"

ચક્રવર્તી મહાશયે હસતાં હસતાં કહ્યું: "સાચું છે કે ખોટું, એ તો તમે જાતે જશો એટલે ખબર પડશે."

રમાનાથ સળગતી નજરે એક વાર મહેશ ચક્રવર્તી સામે જોઈને એકદમ ચાલતો થયો. જતી વખતે એ જોડા પહેરવા પણ ભૂલી ગયો.

ચક્રવર્તી હસતાં હસતાં બોલ્યા: "પાગલ! સમજ્યાને દિનેશબાબુ, છોકરાનું ભેજું જરા ચસકી ગયું છે."

દિનેશે આ વાતનો કશો ઉત્તર ન આપતાં ત્રિપુરાસુંદરી તરફ

જોઈને કહ્યું: "ત્યારે મા, હવે સમય તો છે નહિ, દિવસો પણ નથી રહ્યા. તમે કહો તો ચક્રવર્તી મહાશયના પુત્રને આશીર્વાદ દઈ આવું."

દીર્ઘ નિઃશ્વાસ નાખીને મોટીબા બોલ્યાં: "હું આમાં શું કહું, જે સારું લાગે તે કરો."

દિનેશે કહ્યું: "પરિણામ સારું જ આવશે મા, સારું જ આવશે. ગમે તેમ હોય છતાં હું એનો બાપ છું. શું મારા હાથે હું મારી દીકરીને કૂવામાં ઉતારીશ? તો પછી ચક્રવર્તી મહાશય, शुभस्य शीघ्रम्."

ચક્રવર્તી મહાશયે સંતોષભર્યું હાસ્ય વેરતાં કહ્યું: "હા ચાલો, હું સારા માણસની વાતને કદી પાછળ ઠેલતો જ નથી. જ્યારે મેં વચન આપ્યું છે, ત્યારે મારાથી ફરી શકાય નહિ; જેવી ભગવાનની ઇચ્છા."

દિનેશ બાબુ મા દુર્ગાનું સ્મરણ કરતા કરતા ચક્રવર્તી મહાશય સાથે વિદાય થયા. મોટીબા સ્તબ્ધ થઈ જઈ કમાડને ટેકે ઊભાં રહ્યાં.

મણિ ધીરે ધીરે પાસે આવીને ઊભી રહી; મોટીબાના ચહેરા સામે જોઈને એણે કહ્યું: "મા, શી ચિંતા કરો છો?"

મોટીબા વિષાદભર્યા સાદે બોલ્યાં: "ચિંતા કરવા જેવું હવે શું રહ્યું છે? તમને બંનેને પાળી પોષીને ઉછેર્યાં, પણ તમો બંનેનાં ભાગ્ય એક ન બન્યાં."

મણિએ કહ્યું: "એક ક્યાંથી થાય, મા! તમારો અપાર પ્રેમ હોવા છતાં પણ ભાગ્યમાં હોય તે કંઈ ઓછું જ ભુંસાય છે!"

મોટીબાએ ઊંચે જોઈને કહ્યું: "પ્રભુ, તારામાં પણ ભૂંસવાની તાકાત નથી રહી?"

મોટીબાનું વૃદ્ધ હૃદય જાણે ભાંગીને ભુક્કો થઈ ગયું. એક નિસાસો નાખીને એઓ ત્યાં ને ત્યાં બેસી ગયાં, કેમ જાણે થાકેલો આત્મા વિસામા માટે ઝંખી રહ્યો હતો.

**રમાનાથ** સીધો વિનોદને ઘેર આવ્યો, કોઈને કશું ન કહેતાં તે સીધો મેડી પર ગયો. રામજયે એનો મનોભાવ જોઈને એનું અનુસરણ કર્યું.

અન્નપૂર્ણા દેવી મેડી પરની પરસાળમાં ઊભાં હતાં. રમાનાથે એમની સામે જઈ હાંફતાં હાંફતાં કહ્યું: "સાચું...સાચું શું છે મા?"

અન્નપૂર્ણા દેવીએ આશ્ચર્ય પામતાં પૂછ્યું: "શું થયું છે, રમાનાથ? શેનું સાચું?"

રમાનાથે જોરથી શ્વાસ લેતાં લેતાં કહ્યું: "આપની વહુ... આગલી વહુ..."

અન્નપૂર્ણા દેવીએ હસીને કહ્યું: "હા–રમાનાથ, મારી વહુ આવી ગઇ છે, અમારા ઘરની લક્ષ્મી અમને ફરી વાર મળી ગઈ છે."

રમાનાથ ચૂપચાપ ઊભો રહ્યો. બાજુના ઓરડામાંથી ઘુમટા વચ્ચે મોઢું છુપાવીને ઉમા ધીરે ધીરે રમાનાથ પાસે આવી અને એના ચરણમાં નમી પડી. નમસ્કાર કરીને ઊભા થતી વખતે તેણે ઘુંઘટ જરા અળગો કર્યો અને હાસ્યભરી નજરે રમાનાથ સામે જોયું. રમાનાથ ચમક્યો; અને બોલી ઉઠ્યો: "કોણ, ઉમા?"

ધીમા સાદે ઉમા બોલી : "હા કાકા, હું છું."

રમાનાથના આશ્ચર્યનો પાર ન રહ્યો. ઉમા ધીરે ધીરે ઓરડામાં ચાલી ગઈ. ઘડીભરના મૌન પછી રમાનાથે પ્રશ્ન કર્યો : "શું ઉમા વિનોદની વહુ થાય ?"

"હા...એ જ અમારા ઘરની લક્ષ્મી છે." અન્નપૂર્ણાદેવીએ પ્રેમભર્યા સ્વરે કહ્યું.

રમાનાથ સ્તબ્ધ થઈ જઈ ઘડીભર ઊભો રહ્યો; ત્યાર પછી છૂટકારાનો દમ લઈને બોલ્યો : "ભગવાને લાજ રાખી."

અન્નપૂર્ણા દેવીએ પ્રશ્ન કર્યો : "ભગવાને કોની લાજ રાખી, રમાનાથ ?"

"ઉમાની. કેવળ ઉમાની નહિ, મણિની પણ લાજ રાખી."

રમાનાથ જવા માટે તૈયાર થયો. અન્નપૂર્ણા દેવી બોલ્યાં : "રમાનાથ !"

રમાનાથ ઊભો રહ્યો. અન્નપૂર્ણા દેવીએ પૂછ્યું : "તો પછી તારી સાથે જ મણિનાં લગ્ન થશે ને ?"

ગંભીર સાદે રમાનાથે ઉત્તર આપ્યો: "ના."

"કેમ ?"

ઝાંખા હાસ્યસહ દબાયેલા સાદે રમાનાથ બોલ્યો : "હું એને માટે યોગ્ય નથી, મા ?"

"પરંતુ તારામાં વળી અયોગ્યતા કઈ હતી ?"

"મારામાં સંપૂર્ણ અયોગ્યતા છે. હું મૂર્ખ છું, કંગાળ છું, પારકાના અનાજ પર પોષાયેલો છું, મારા માટે માથું મૂકવા જેવું પણ કોઇ સ્થાન નથી."

વિનોદની માએ કહ્યું: "પણ થોડા દિવસ પહેલાં તેં જ કહ્યું હતું કે મણિ સાથે તારો સંબંધ નક્કી થયો છે."

એક નિઃશ્વાસ સહિત રમાનાથ બોલ્યોઃ "મેં કહ્યું હતું; પણ શા માટે કહ્યું હતું, એ જાણતો નથી. મને લાગે છે કે એ વખતે મારા માથા પર કોઈ ભૂત સવાર થઈ બેઠું હશે."

રમાનાથ ધીરે ધીરે નીચે ચાલ્યો ગયો. બહાર નીકળ્યા પછી સ્થિર ચિત્તથી આકાશ સામે જોઈ ગળગળા પણ શાંત અવાજે તેણે કહ્યું : "ભગવાન, ખરેખર તમે મંગલમય છો. તમારી મંગલ ઇચ્છા જ પૂર્ણ થાઓ, નાથ !"

રામજય ઓસરીની કોર પાસે ઊભો હતો. રામનાથના ગયા પછી તે અન્નપૂર્ણાદેવી પાસે આવ્યો અને બોલ્યો : "મને લાગે છે કે રમાનાથમાં થોડો ગાંડપણનો છાંટો છે."

અન્નપૂર્ણાએ ગંભીર અવાજે કહ્યુંઃ "હું એને નથી ઓળખી શકી, રામજય !"

રામજય જરા હસીને બોલ્યોઃ "પણ હું બરાબર ઓળખી શક્યો છું, એ અડધો પાગલ છે; એના વિચારોની સ્થિરતા ક્યાંય પણ નથી."

અન્નપૂર્ણા દેવી મૌન રહ્યાં. રામજયે ખિસ્સામાંથી એક કાગળ બહાર કાઢ્યો. અન્નપૂર્ણાદેવીએ પૂછ્યુંઃ "કોનો કાગળ છે?"

પ્રફુલ્લ સ્વરે રામજય બોલ્યોઃ "વકીલ તો હજી હમણાં જ આવ્યો છે. સાચે માજી, વિનોદની વહુ ખરેખર ઘરની લક્ષ્મી છે. હજી તો ગઈ કાલે ઘરમાં પગ મેલ્યો, અને ગઈ કાલે જ આપણે મુકદ્દમો જીતી ગયા."

"કયો મુકદ્દમો?"

"ન–પાડાની સંપત્તિવાળો. જવા દે એ પંચાત, ત્યાં જઈને જરજમીનની વ્યવસ્થા કરવી પડશે. એક વાર વિનોદ જઈ આવે તો સારું, નહિ તો હું જ બધું ઠીક કરી લઈશ. હવે એક વાર નવીનચંદ્ર ઘોષને જોઇ લેવો પડશે."

અન્નપૂર્ણા દેવીનો ચહેરો જરા ગંભીર બની ગયો, વિનોદ ઓરડામાંથી બહાર આવીને કમાડ પાસે ઊભો રહ્યો; માને અવાક્ જોઈને વિનોદ બોલ્યો: "જયા કાકા, મિલ્કતની વ્યવસ્થા કરતાં પહેલાં દાનપત્રનો એક કાગળ મંગાવવો પડશે; આજે જ લેતા આવજો."

રામજયે આશ્ચર્યભરી નજરે જોતાં પ્રશ્ન કર્યો: "બક્ષીસપત્ર! કોના નામ પર બક્ષીસપત્ર લખવું છે?"

વિનોદે કહ્યું: "રમાનાથના નામ પર."

રામજય વિસ્મયથી ફાટી આંખે ઘડીક વિનોદની સામે તો ઘડીક અન્નપૂર્ણા દેવીની સામે જોવા લાગ્યો. અન્નપૂર્ણાદેવીએ હસીને કહ્યું: "હું શું કરું રામજય, વિનોદ સમજુ છે; એની ઇચ્છાને હું શી રીતે રોકી શકું?"

"પણ આવડી મોટી સંપત્તિ એક પાગલના હાથમાં મૂકાય કે?" રામજયે કહ્યું.

વિનોદે જરા હસીને કહ્યું: "હા, મુકાય. એમાં શી ફિકર જયાકાકા! જ્યારે સ્વયં લક્ષ્મી તમારા ઘરમાં બંધાયેલી છે, ત્યારે તમારે સંપત્તિની શી ખોટ?"

રામજય ઊભો ઊભો માથું ખંજવાળવા લાગ્યો.

વિનોદે કહ્યું: "શું વિચારો છો?"

રામજયે પ્રશ્ન કર્યો: "શું મિલ્કત આપી દેવી છે?"

વિનોદે કહ્યું: "હા, આપવી જ જોઇએ; પણ મને જરા સંદેહ છે, તમારો પાગલ આ સંપત્તિનો સ્વીકાર કરશે કે નહિ!"

રામજય ચિંતાભર્યા ચહેરે નીચે ચાલ્યો ગયો. જતાં જતાં રમાનાથ સંપત્તિ સ્વીકારવાની ના પાડે એવી પ્રભુ પાસે પ્રાર્થના કરવા લાગ્યો; પણ એના મનમાં ભગવાન ઉપર વિશ્વાસ ન વસ્યો.

આવડી મોટી સંપત્તિને કોણ જતી કરે? ગમે તેવો પાગલ પણ લક્ષ્મી આગળ ડાહ્યો બની જાય છે.

વિનોદે મા સામે જોઈને જરા સંકોચભર્યા સાદે કહ્યું: "મારાથી અન્યાય તો નથી થયોને મા?"

પુત્ર પ્રત્યે પ્રેમભરી નજર ટેકવીને માએ કહ્યું: "થોડોક અન્યાય થયો છે, વિનોદ! મને આ કાર્ય કરવાનો સુયોગ ન આપ્યો. ભગવાન પાસે પ્રાર્થના કરું છું, તારા જેવો મહાપ્રાણ પુત્ર મને જન્મોજન્મ મળે."

વિનોદે મસ્તક નમાવી માની ચરણરજ લીધી.

## ૩૭

**રમાનાથે** ઘેર આવી મોટીબાને પૂછ્યું: "દિનેશ બાબુ ક્યાં
યા, મોટીબા?"

મોટીબાએ ગંભીર ભાવે ઉત્તર આપ્યો: "ચક્રવર્તીને ઘેર."

રમાનાથે વ્યસ્તભાવે કહ્યું: "કેમ, ગણેશને આશીર્વાદ દેવા?"

"હા."

રમાનાથ એકદમ ખીંટી પરથી ચાદર લઈ, પગમાં જોડા પહેરી
ાાસરી પરથી નીચે ઊતર્યો. મોટીબાએ સામે આવી કહ્યું: "ક્યાં
ાય છે?"

હસીને રમાનાથ બોલ્યો: "ક્યાં જતો હોઈશ, કહો જોઉં?"

"ચક્રવર્તીને ઘેર."

"સાચું કહ્યું."

મોટીબાએ મક્કમ અવાજે કહ્યું: "ના, તારે જવાની જરૂર નથી."

મોટીબાના ચહેરા પર વિસ્મયભરી નજર નાખીને રમાનાથ
ાલ્યો: "ન જાઉં? કેમ?"

માથું હલાવીને મોટીબા બોલ્યાં: "ના."

રમાનાથ ઘડીક વિચારીને ખડખડાટ હસી પડ્યો; હસતાં હસતાં બોલ્યો : "ગભરાશો નહિ મોટીબા, હું કશી ધાંધલ કરવા ત્યાં નથી જતો, હું તો જાઉં છું મણિના વરને આશીર્વાદ આપવા."

મોટીબાએ વિસ્મયપૂર્વક કહ્યું : "તું આશીર્વાદ દઈશ ?"

"હું નહિ દઉં તો કોણ દેશે ? મણિના લગ્નમાં મારા કરતાં વિશેષ આનંદ કોને હશે ? શું હું એના વરને આશીર્વાદ ન આપું ?"

ઉશ્કેરાયેલા અવાજે મોટીબા બોલ્યાં : "ના. મણિ ઉપર તારો અધિકાર છે."

રમાનાથ એકદમ બોલ્યો : "અરે, અરે! તમે શું પાગલ થયાં છો, મોટીબા ? આવું તે કદી બોલાતું હશે ?"

"જરૂર બોલાય. જો, સાંભળ રમુ, હું બળજબરી કરીને પણ તારી સાથે મણિનાં લગ્ન કરીશ. જોઉં છું, કોણ આડું આવે છે!"

રમાનાથ સ્થિર નજરે મોટીબાના વદન સામે જોઈને દૃઢ અવાજે બોલ્યો : "હું આડો આવીશ."

મોટીબાએ કહ્યું : "તો પછી હું કહી દઉં છું, કે હું ગળે ફાંસો નાખીશ, ઝેર ખાઈશ, અને મણિને પણ ઝેર ખવરાવીને મારીશ."

રમાનાથનો ચહેરો રોષથી લાલ થઈ ગયો. તે મક્કમ અવાજે બોલ્યો : "ત્યારે તમે પણ સાંભળી લ્યો મોટીબા, જો તમારો આવો જ ઇરાદો હોય, તો હું આ પળે જ ઘર છોડીને ચાલ્યો જઈશ. જો હું ન જાઉં તો મને બ્રાહ્મણ કહેશો નહિ."

મોટીબા સૂનમૂન થઈને ઊભાં રહ્યાં. જરા ધીમા સાદે રમાનાથ બોલ્યો : "મોટીબા, તમે શું મને સાવ નબળા મનનો ધારો છો ?"

મોટીબાના ચહેરા પર તિરસ્કારભરી એક નજર નાખીને રમાનાથ ચાલ્યો ગયો.

શરણાઈમાંથી ભૈરવીની કોમળ રાગિણીના મિલન–સંગીતના મધુરા સૂર પ્રભાતવાયુને કંપાવતા જ્યારે દિગંતમાં વિલીન થયા, ત્યારે રમાનાથ વધૂવેશમાં સજ્જ બનેલી મણિ પાસે જઈને બોલ્યો : “મણિ !”

મણિ નીચી નજરે કરુણ કંઠે બોલી : “રમુભાઈ!”

રમાનાથ બોલ્યો : “દુ:ખ ન લાવીશ મણિ, ઈશ્વર મંગલમય છે; એ જે કરે છે, તે આપણા કલ્યાણ માટે જ કરે છે.”

મણિએ કશો ઉત્તર ન આપ્યો; એ તો નીચી નજરે ચૂપચાપ ઊભી જ રહી. રમાનાથે પોતાનો જમણો હાથ મણિના મસ્તક પર રાખી ધીર–પ્રશાંત સાદે કહ્યું : “સ્ત્રી માટે સ્વામી એ દેવ છે, પૂજ્ય છે. સ્વામીના સુખમાં જ સ્ત્રીનું સુખ છે. હું તને આશીર્વાદ આપું છું મણિ, કે તારું સુખસૌભાગ્ય અખંડ રહે.”

મણિએ મસ્તક નમાવી રમાનાથની ચરણરજ લીધી.

વરકન્યા વિદાય થયાં, ઘરમાં નીરવતા છવાઈ ગઈ. રમાનાથ સ્તબ્ધ ભાવે બેઠકમાં જઈને બેઠો.

એ સમયે વિનોદ આવીને ઊભો રહ્યો. એની પાછળ હતો રામજય. વિનોદે કહ્યું : “રમુભાઈ?”

રમાનાથે મોઢું ઊંચું કરી અર્થહીન નજરે વિનોદ સામે જોયું. વિનોદે ખિસ્સામાંથી એક રજિસ્ટર કરેલું ખત બહાર કાઢી રમાનાથના હાથમાં મૂક્યું. રમાનાથે વિસ્મયભર્યા અવાજે પૂછ્યું : “આ શું છે?”

વિનોદે કહ્યું: “બક્ષીસપત્ર! વિમલા બાબુની જે મિલ્કત હું મેળવી શક્યો હતો તે આપને અર્પણ કરું છું.”

રમાનાથ હળવું હસ્યો; તેણે કહ્યું: "શામાટે?"

"એ મિલ્કત પર સાચો અધિકાર આપનો છે, એના સાચા માલિક તમે છો."

રમાનાથે કહ્યું: "મિલકત મારી હોત તો આપને મળત નહિ."

વિનોદે કહ્યું: "અદાલતમાં બધાં કામ ન્યાયપૂર્વકનાં જ થાય છે, એમ નથી હોતું."

રમાનાથે એક ઊંડો નિસાસો નાખી કહ્યું: "પણ હવે મારે સંપત્તિ લઈને શું કરવું, વિનોદ બાબુ?"

વિનોદે કહ્યું: "સંસારમાં રહેનારને સંપત્તિની જરૂર હર પળે પડે છે."

"પરંતુ મને એવી કોઈ જરૂર નથી."

રામરાજ્ય તો ફાટી આંખે રમાનાથ સામે જોઇ જ રહ્યો. વિનોદે કહ્યું: "જરૂર ન હોય તો પણ આપને તે સ્વીકારવી જ પડશે. મારા આગ્રહથી નહિ તો ઉમાના આગ્રહથી."

"લઈને શું કરું?"

વિનોદે કહ્યું: "સંપત્તિથી ઘણાં કામ કરી શકાય છે. આપનું પોતાનું કોઈ કામ ન હોય, તો પારકાના કાર્યમાં પણ એનો ઉપયોગ કરી શકો છો."

રમાનાથ વિચારમાં પડ્યો. વિનોદ અને રામજય સ્થિર નજરે એની સામે જોઈ રહ્યા. થોડી વાર પછી રમાનાથ બોલ્યા: "તો પછી એક કામ કરો, મિલ્કતમાં અડધો ભાગ મણિના નામ પર રજિસ્ટર કરાવી આપો."

રમાનાથે વિનોદના હાથમાં બક્ષીસપત્ર પરત કર્યું.

વિનોદે પૂછ્યું: બાકીનો અડધો હિસ્સો?"

"આપને આપું છું."

"મારી પાસે જે છે તે પૂરતું છે."

જરા વિચારીને રમાનાથ બોલ્યોઃ "તો પછી એક કામ કરો. મારા અનુભવથી હું જોઇ શક્યો છું, કે જે કન્યાઓ ગરીબના આંગણે જન્મે છે, તે કન્યાઓ ખૂબ જ દુઃખી થાય છે. બિચારાં ગરીબ માબાપો પોતાની લાડકી દીકરીને યોગ્ય વ્યક્તિના હાથમાં સોંપી શકતાં નથી. એથી બાકીની અડધી સંપત્તિ એવાં માબાપોની સહાયમાં વપરાય એવી આપ વ્યવસ્થા કરજો."

રામજય એકદમ આવીને રમાનાથના પગમાં ઢળી પડ્યો અને ગળગળા સાદે બોલ્યોઃ "ભાઇ, તમે ખરેખર સાચા મનુષ્ય છો."

રમાનાથની ચરણરજ લઈને રામજયે પોતાના મસ્તકે ચડાવી.

